-:- શક્તિ ગ્રંથમાળા -:-

વર્ષ-પાંચમું




પ્રકાશક:

श्री शक्ति साहित्य मंदिर,

स्टेशनरोड,

नडिआद.

॥ श्री माई प्रसन्नास्तु ॥

શક્તિ ગ્રંથમાળા: વર્ષ પાંચમું
ક્રમાંક ગ્રંથ ૧૩ પુસ્તક ૧ લું

# :: મા'નો મહિમા ::

## ભાગ ૩ જો

પ્રથમાવૃત્તિ શ્રાવણ સુદી ૧૫
પ્રત ૧૦૦૦ સં. ૧૯૯૬







પ્રકાશક:
શ્રી શક્તિ સાહિત્ય મંદિર
સ્ટેશનરોડ, નડિઆદ

ન્યોચ્છાવર મૂલ્ય રૂ. ૦-૪-૦ પો. ખ. જુદું.

શ્રી શક્તિ મુદ્રણાલય, સ્ટેશનરોડ-નડિઆદ

# શ્રી સાંકળિયું

## ગદ્ય વિભાગ

॥ श्री माई प्रसन्नास्तु ॥



# 'મા'નો મહિમા

## ભાગ ૩ જો

(૧)

### "માત મંગલે!"

(સાદી મરાઠી સાખી)

બ્રહ્મજ્યોતિ કવિત દિવ્ય માત મંગલે!
સંગીત સુર, ગીત મધુર વિશ્વ—વાદને;
ગહનગીત, ગભીરગીત; રસ ઝરે ખરે,
ગીત અનન્ત, ધ્વનિ અગમ્ય, સંગીત રમ્ય!
તુંહિ જીવંત મૂરતિ બ્રહ્મગીતની અહો!
મંગળમાત મધુર મૂર્તિ, તુંહિ વિરાટ ૐ....

 રમણલાલ મ. જોષી

(૨)

## "નવિનવર્ષે શુભાશિષ"

(ભૈરવી)

બંધુ, માઇમસ્ત બનો,
હૃદયની એ શુભાશિષ હો.
શકિત સાહિત્યમાંહી રમો,
હૃદયની એ શુભાશિષ હો.
કૃપા શ્રી માઇની હોજો,
માતાના લાડમાં રમજો;
ઘણું જીવજો—ઘણું જીવજો,
હૃદયની એ શુભાશિષ હો.
જીવન, મા–ભકિતમય બનજો,
હૃદય મા—રંગમાં રંગો;
ઘણું જીવજો—ઘણું જીવજો,
હૃદયની એ શુભાશિષ હો
શ્રી માઇ ગાન ગુણ ગજવો,
અલખ શ્રી અંબની જગવો,
ઘણું જીવજો—ઘણું જીવજો,
નવિનવર્ષે શુભાશિષ હો.

'ભકિત ભુખ્યો ભિખારી'

(૩)

## -:- ધન્ય અંબે માઇ -:-

(કાલીંગડો)

નજરે નિહાળી માત, માઇ મંદિર માંહી;
ભુર ભલી ભાત ભાત, ભવ્ય ભાલ માંહી,
ધન્ય અંબે માઈ....નજરે૦

સુંદર રૂપ શું સ્વરૂપ, લાલ ચમક ભારી;
હસત હસત વદન હાસ્ય, છાઇ છટ્ટા સારી;
ધન્ય અંબે માઇ....નજરે૦

ચંદ્રબીંબ આસપાસ, તેજ પુંજ ભારી;
ભભક ભભક ભભકી ઉઠી, સુરભી રમ્ય ભારી,
ધન્ય અંબે માઇ....નજરે૦

સમીપ સન્મુખ આવતી માઇ, ભાસ ભવ્ય ભારી;
ઝબક ઝબક ઝબકી ઉઠી, જ્વલંત જ્યોતિ સારી,
ધન્ય અંબે માઇ....નજરે૦

ભૂલી ભાન દેહાભિમાન, ખબર રહી ન કાંઈ;
એક નામ "મા તું મારી" અલખ માની જાગી,
ધન્ય અંબે માઇ....નજરે૦

ધન્ય દિવસ ધન્ય ઘડી, માઇ મંડળી ભારી;
ઓગણી પંચાણુંનાં નવરાત્રી, નવમી તીથી ન્યારી,
ધન્ય અંબે માઈ....નજરે૦

ધન્ય ભકત, ધન્ય મિત્ર, ધન્ય ધન્ય માઇ;
સાથે બનીને માઈમસ્ત, માની ધૂન મચાવી.
ધન્ય અંબે માઇ....નજરે૦

—— માર્કંડભાઈ એન. વસાવડા

(૪)

## :: નવરાત્રિમાં ગવાતો ગરબો ::

(રાગ—હાંરે દાણ માગે છબીલો દાણ માગે)

હાંરે ઘુમે ગરબે અંબા માજી ઘુમે૦
,, માએ ધર્યું છે રૂપ સ્વરૂપ,
,, માને સેવે મોટા મોટા ભૂપ........અંબા૦ ૧
,, માએ ઇંઢોણી અવનીની કીધી,
,, તેને રત્નમણીએ જડી લીધી........અંબા૦ ૨
,, માએ બ્રહ્માંડનો ગરબો કીધો,
,, માએ રમવાને શીર પર લીધો........અંબા૦ ૩
,, ફરે ફૂદડી ને ગરબો ગાય,
,, ત્યાં પુષ્પોની વૃષ્ટિ થાય........અંબા૦ ૪
,, માને જોવાને સુરલોક આવે,
,, માને જય જય શબ્દે વધાવે........અંબા૦ ૫
,, ઇન્દ્ર આવ્યા ઇન્દ્રાસન છોડી,
,, કૃષ્ણ આવ્યા મધુર રાસ છોડી........અંબા૦ ૬
,, ધર્મ આવ્યા સ્વર્ગશાંતિ છોડી,
,, શિવ આવ્યા કૈલાશધામ છોડી........અંબા૦ ૭
,, રામ આવ્યા બંધુસંગ છોડી,
,, હનુમંત આવ્યા સૈન્ય છોડી........અંબા૦ ૮
,, ગરબો ગાવાને દેવ તેત્રીસ કોટી,
,, ગરબો ગાય છે બહુચર છોટી........અંબા૦ ૯

—— નારદલાલ આધવજી પંડ્યા

(૫)

## -:- ગાયત્રી માતાનો છંદ -:-

(વસંતતિલિકા)

વંદુ સદા અખિલ વિશ્વતણીજ માતા,
વંદુ સદા સકલ સૃષ્ટિતણી વિધાતા;
ૐ ભૂર્ભુવઃ સ્વઃ પાલક હિતકારી,
ત્રય તાપહારી ત્રિપદા જનની અમારી........૧

तत्त्सवितुर्वरेण्यं સત શોભનારી,
भर्गोदेवस्य धिमहि સુપ્રકાશવાળી;
धियोयनः प्रचोदयात આનંદકારી,
ત્રય તાપહારી ત્રિપદા જનની અમારી........૨

સુરલોકને સુખવતી સુરધેનુ દીધી,
ચિંતન થકી સકલને સન્મુખ સિદ્ધિ;
બ્રહ્માંડમાં બ્રહ્મદૈવત દાખનારી;
ત્રય તાપહારી ત્રિપદા જનની અમારી........૩

ત્રયલોકમાં વિજયતા જ પમાડનારી,
ત્રયદેવને સન્મુખે દર્શાવનારી;
ત્રય ગુણ થકી અધિક પાર ઉતારનારી,
ત્રય તાપહારી ત્રિપદા જનની અમારી........૪

ત્રય કાળનું અગમ ગમ બતાવનારી,
ત્રય કાળમાં વિઘ્નથી વળી રક્ષનારી;
ત્રય કાળ ધ્યાન ધરતા અઘ બાળનારી,
ત્રય તાપહારી ત્રિપદા જનની અમારી........૫

પાવનકારી જગમાં ત્રિપદા ત્રિવેણી,
મંજજન રૂપી સકલને વળી સુખદેણી;
ત્રયલોકને નિજ સુત તણાજ સુધારનારી,
ત્રય તાપહારી ત્રિપદા જનની અમારી........૬
પકંજ ધરે કર શિરે સ્મરતા સદાએ,
પાલન કરે સુત તણું જયમ નિત માએ;
તત્ત્વમસિ પદ સદા દર્શાવનારી,
ત્રય તાપહારી ત્રિપદા જનની અમારી........૭
પંકજ પદે નમન હું કરૂં વેદમાતા,
પંકજ પદે શિશ ધરૂ સુખ શાંતિદાતા;
પંકજ પદે કર અહો દગ અંબધારી,
ત્રય તાપહારી ત્રિપદા જનની અમારી........૮
नमामि छंद साम्ब मातर् नमामि भक्तवत्सलाम् ।
नमामि ब्रह्मदैवत्याम् प्रकाशं प्रणयाम्यहम् ॥

નારદલાલ આધવજી પંડ્યા

(૬)

(રામે કીષ્ણ બોલ–એ રાગ)

અંબે મા તુ બોલો મનવા, અંબે મા તુ બોલો,
મન અમૃતરસમેં ડોલો...........મનવા૦
કોઈ પુકારે કીષ્ણમુરારી, મૈં પુકારૂ માતા કાલી,
દીલકી જ્યોતિ ખોલો...........મનવા૦
કલીયુગમેં યે જાગૃતજ્યોતિ, પાપ સકલ ભકતન કે ધોતી,
સબ જગકી દીવ્ય હૈ શકિત...........મનવા૦

અરાસુરમે વોહી બિરાજે, સબહી સૃષ્ટિ કી શોભા સાજે;
કુમાર કે હીરદય ડોલે..........મનવા૦

નંદકુમાર સી. શુકલ 'સંગીતરત્ન'

(૭)

રાગ—ભૈરવી (ઓ માતૃભૂમિ તારા—એ પ્રમાણે)

જય જય અંબે અલબેલી ચરણો અહું તમારા,
મમ અંતરે રહેજો દુઃખો વિદારનારા.......જય૦
સાગર પહાડ વનમાં તુજ ભકતકેરા મનમાં,
સહુ જગતમાં છે તુંહી ગુણો શું ગાઉં તારા.......જય૦
તું છે અનંત શકિત શું જાણે મૂર્ખ વ્યકિત,
કુમારની અભિલાષા માગું તમારી ભકિત.......જય૦

નંદકુમાર સી. શુકલ 'સંગીતરત્ન'

(૮)

મુઝે કોઇ માઇ કી રાહ બતાદો૦
બિન લાઠીકા આયા અંધા, રાહસે રાહ લગાદો.
કોઈ કહે વો બસે ગબ્બરમેં, કોઈ કહે પાવાગઢમેં,
કોઈ કહે કાલિ મંદિરમેં, કોઇ કહે મિલતે રાહમેં;
દેખ સકુ મૈં ઉનકો સમીપમેં, એસી રાહ દિખાદો.
મુઝે કોઇ માઇ કી રાહ બતાદો !

નાનુભાઈ ભુ. ઠાકોર

(૯)

(રાગ દેશી—પ્રભાતીયુ)

આવી ન્હોતી જાણી તને પાવાગઢ પટરાણીરે.
જાણી કે તું છો કૃપાળી ભકતોની પ્રતિપાળી રે....આવી૦

વેદોના વિશ્વાસે તુજને અંતરમાં ઉતારી રે,
શરણુ લીધું સુભગા જાણી પરમેશ્વરી પ્રમાણી રે....આવી૦
પાલવ પકડયો વિશ્વાસે કે દુઃખ દેશો વિદારી રે,
ત્રણે દેવને ત્યાજ કીધાને ત્રયા મોટી જાણી રે....આવી૦
અન્યદેવને અળગા મૂકયા આદ્યશકિત ઉર આણી રે,
સંકટ પડશે સહાયક બનશે મણીપુર મહા રાણી રે....આવી૦
દૈત્યદમની સંકટસમની જગતજનુની જાણી રે,
ભકતોના ભય હરનારી તુને વિશ્વંભરી વખાણી રે....આવી૦
મહા સંકટ પડે છે હૃદય રડે છે દુઃખે દેહ બળે છે રે,
બધીર બનીને બેઠી કાં તો કપણુ બની છો કાળી રે....આવી૦
અમૃતયા કો તુજ વિશ્વાસે સંકટ વ્હારે ધાજે રે,
તુ છો ભકતાધીન કૃપાળી દીલમહી નહિ દાઝે રે....આવી૦

——— જાની અમૃતલાલ શીવરામ

(૧૦)

(શંકર દર્શનથી આજ ગયું દુઃખ મારૂં—એ રાગ)

દર્શન દેજે રે, અંબા દા'ડી અમને, (૨)
અંબા તું છે સાચું મુજ ધન, ઘડી કેમ વિસારૂં;
ચોસઠબ્હેનો સંગે અંબા, આઈ રમે છે ઉમંગે. દર્શન.
હૃદયમાં તેં પ્રેમ જગાવ્યો, કેમ હું થાઉં કૃતઘ્ની ?
ચાચર ચોક સોહામણો સુંદર, જગમાં સ્વર્ગ ઉતરીયું ! દર્શન.
આરાસુરમાં વાસ છે તારો, અદ્દભુત સ્વર્ગીય જગમાં;
મા છે તારાં અદ્દભુત ત્રણ રૂપ, તેની શી છે શોભા. દર્શન.

પ્રાતઃકાળે બાલ્યાવસ્થા, મધ્યાન્હે છે યુવનાવસ્થા;
સાયનકાળે વૃદ્ધાવસ્થા, વર્ણન શી રીતે થાયે ? દર્શન.
જ્યોતની તો કથા કરૂં શું, ત્રણલોકને ઝળકાવે;
તુજ ભકતો મા' ગુણગાન ગાયે, દર્શન દેવા આવો. દર્શન.
ચાચરમાં તો આનંદ ઝળકે, ભકતો ભાવે આવે;
હે મા તું છે અંતરયામી, અરજી ઉરમાં લાવો. દર્શન.
મોંઘાં અમને તુજ દર્શનીયાં, આંકી શિશ ઝુકાવું;
માજી તુજમય જગતને દેખું, ઝાલો હાથ કૃપાળુ. દર્શન.
હું યે નમું ને જગ બધું નમે, માજી નમન સ્વીકારો;
ચુંવાળમાં બેની બહુચરબાળી, આરાસુર મહારાણી. દર્શન.
પાઠ ન જાણું પૂજા ન જાણું, કેવળ માઈને જાણું;
આરાસુરનો કુંજ છે સુંદર, દૈવીકલાથી ભરપુર. દર્શન.


પ્રવિણચંદ્ર રામપ્રસાદ

(૧૧)

(ભૈરવી—'મૈયા અલખ જગાય'—એ રાગ)

મા'ને હું મળવા ઝંખુ, મા'મય જગતને દેખું.
મા'માં હૃદય મીલાવું, મા ! મા ! હે મા ! પુકારૂં....મા'ને૦
જડ ચેતને વસેલી, સહુ જીવમાં રહેલી;
મમ હૃદયમાં રમેલી, તેને હું કેમ ભૂલું....મા'ને૦
પૂજન પ્રીતે બનાવું, કુમકુમ અબીલ ચઢાવું;
પુષ્પોના હાર ગૂંથી, માળા મધુર બનાવું...મા'ને૦
તુજ આરતિ ઉતારૂં, જ્યોતિ રૂડી જગાવું;
ધૂપ દિવ્ય ધમધમાવું, મા' ચરણ શીશ નમાવું....મા'ને૦

નૈવેદ્ય રૂડાં અર્પું, આરોગવાને વિનવું;
આરોગો મારી માઇ, મેં બાળ ને તું માઈ....મા'ને૦
કીર્તન મધુરાં ગાઉં. ધૂન ધ્યાન ધૂન લગાઉં;
મા ! મા ! કરી હું નાચું, મા' મસ્ત મસ્ત થાઉં....મા'ને૦

'બાળક'



(૧૨)

## અભિલાપ

(રાગ-ભૈરવી રાગિણી)

મૂર્તિ તમારી ખોલો, સ્વરૂપમય ! મૂર્તિ તમારી ખોલો !
દર્શન ખાતર મુજ અભિલાષા, પ્રેમ કરીને પુરો; સ્વ૦
યૌવન ગયું ને ઘડપણ આવ્યું, તો તો દર્શન દ્યો દ્યો; સ્વ૦
હા ! હા ! માડી હવે સંતોષ્યો, શરણે તમારા રાખો; સ્વ૦
શરણાગત આ તુજ બાળકને, પ્રેમ ધરીને પાળો; સ્વ૦

કાન્તિલાલ



(૧૩)

## જોગમાયાનો ગરબો

(તલ હીંચ)

માડી અકળકળા છો એવી રે,
　　જ્યાં જોઉં ત્યાં જોગમાયા. ટેક૦
તુને કહી ન શકું મા કેવી રે.... ....જ્યાં૦ ૧
તારી જુકિત જોવા જેવી રે.... ....જ્યાં૦ ૨
તુને સુરનરે મુનિવરે સેવી રે.... ....જ્યાં૦ ૩
મારા હૃદયકમળમાં રહેજો રે.... ....જ્યાં૦ ૪

દીન દાસને દર્શન દેજો રે.... ....જયાં૦ ૫
તું ભૈરવી ભવ ભયહરણી રે.... ....જયાં૦ ૬
હું બાત શકું નહિ વરણી રે.... ....જયાં૦ ૭
માડી નવ જોશો અમ કરણી રે.... ....જયાં૦ ૮
તું ભવાબ્ધી તારણ તરણી રે.... ....જયાં૦ ૯
તું કાળી નહિ કપાણી રે.... ....જયાં૦ ૧૦
મા વેદ વ્યાસે પરમાણી રે.... ....જયાં૦ ૧૧
મા પાવાની પટરાણી રે.... ....જયાં૦ ૧૨
તુને જગ સચરાચર જાણી રે.... ....જયાં૦ ૧૩
તમે પામર પતાઇ માર્યો રે.... ....જયાં૦ ૧૪
મુની મારકંડને ઉગાર્યો રે.... ....જયાં૦ ૧૫
તમે પારવતી છો પોતે રે... ....જયાં૦ ૧૬
છો જગમાં જાગતી જયોતે રે.... ....જયાં૦ ૧૭
બુદ્ધિ થઈ હૃદયે બેઠાં રે.... ....જયાં૦ ૧૮
કીકી થઈ ચક્ષુએ પેઠાં રે.... ....જયાં૦ ૧૯
ધરણી તું જગની ધાતા રે.... ....જયાં૦ ૨૦
મા વિશ્વ વિષે વિખ્યાતા રે.... ....જયાં૦ ૨૧
તુને જડ ચૈતનમાં ઝાંખુ રે.... ....જયાં૦ ૨૨
મુખે સત્ય વચન હું ભાખું રે.... ....જયાં૦ ૨૩
તું લક્ષ્મી થઈ લલચાવે રે.... ....જયાં૦ ૨૪
દીન બાળક જાણી બચાવે રે.... ....જયાં૦ ૨૫
તું હીરલા રત્નની ખાણુ રે.... ....જયાં૦ ૨૬

મા આરાસુરની રાણી રે.... ....જયાં૦ ૨૭
તું હરિહર અજની જાયા રે.... ....જયાં૦ ૨૮
તમે ચૌદ બ્રહ્માંડ નીપાવ્યા રે.... ....જયાં૦ ૨૯
દાસ ચતુર ચેત્યો ચીતમાં રે... ...જયાં૦ ૩૦
તુને હૈડે રાખીશ હીતમાં રે... ...જયાં૦ ૩૧

 ભકતરાજશ્રી ચતુરદાસ

(૧૪)
(રાગ—સવૈયા)

હિરદેમેં હૈ હિંગલાજ કરેં કાજ લાજ રખનેવાલી,
નયના દેવી નયનમેં બસેં હંસેં દે દે તાલી.
શીશમેં સીતા સતી બિરાજે સાવિત્રી સંકટા રાની,
મસ્તકમેં રહેં આપ શ્રી મહાવિદ્યા ઔર મહારાની.
ભ્રુકુટીમેં કરે વાસ ભૈરવી ભય માને સબ અભિમાની,
બ્રહ્મમેં અપને બિરાજે વિન્ધ્યાચલ ઔર બ્રહ્માણી.
બસેં નાસિકામેં નવદુર્ગે નગરકોટ લાટોંવાલી,
નયના દેવી નયનમેં બસેં હંસેં દે દે તાલી.
મુખમેં બસેં મંગલાદેવી સબ કારજ કર દે મંગલ,
હોઠમેં હેમાવતી રહે ક્ષણમેં કાટ દેવે કલિમલ.
જિહ્વામેં જાહ્નવી ઔર યમુના સરસ્વતી સબસે નિર્મલ,
ગલેમેં ગૌરી ઔર ગાયત્રીકા જપનામ રહી અટલ.
કંઠમેં બસેં કાલિકા દેવી કંકાલી ઔર મહાકાલિ,
નયના દેવી નયનમેં બસેં હંસેં દે દે તાલી.

કરણમેં કમલા ઔર કાત્યાયની કૃપારૂપ અદ્‌ભુત માયા,
દોનોં ભુજામેં ભવાની વસે બડા સુખ દિખલાયા.
ઉરમેં બસેં ઉમા ઉત્તરાયણી ઉગ્ર તેજ ઉનકા છાયા,
કહાં લગ વર્ણું લખી નહીં જાતી હૈ અપની કાયા.
બુદ્ધિમેં બસે વિધાતા માતા બડી બુદ્ધિ દેનેવાલી,
નયના દેવી નયનોમેં બસેં હંસેં દે દે તાલી.
રોમ રોમમેં રમી રમા ઔર નાભિ કમલમેં નિર્વાની,
કહે જીવન ઇસે કોઇ પહિચાને ચાતુર જ્ઞાની.
શ્વાસશ્વાસમેં શક્તિ બોલે ધ્યાન ધરે પૂરે ધ્યાની,
નિરંજન કહે મુઝે ભગવતીકી ભક્તિ મનમાની.
મેવા ઔર મિષ્ટાન હારફુલોંકી નિત્ય ચઢતી ડાલી,
નયના દેવી નયનમેં બસેં હંસેં દે દે તાલી.

નિરંજન

(૧૫)

## દર્શન–આકાંક્ષા

ભર ભરકે ભક્તિ જામ મૈયા પિલાદે પિલાદે.
મૈયા ભક્તિસે તાર મિલાદે મિલાદે.
શુદ્ધ હમારી મૈયા જકડ લીધી તેં,
મૈયા નષ્ટ જીવનકો મિટાદે મિટાદે.
મૈયા દર્શન કો દીલ તડપ રહા હૈ,
અજ્ઞાનપટકો મૈયા હટાદે હટાદે.
પ્રીત કી પ્યાલી મૈયા ભર કે પીલાદે,
મૈયા જ્યોતસે જ્યોત મિલાદે મિલાદે.



ગાંડો ગોકલ

(૧૬)

(ધૂન)

આવો આવો ગરબા ગાઓ,
મૈયાને મનાવો રે.
ચાર દિનોકી એ જીન્દગાની,
પ્રેમ ભક્તિરસ ચાખો રે....આવો૦
પ્રેમ મસ્તીમાં સબ મસ્ત બનો,
ભજન કી ધૂન લગાવો રે....આવો૦
હમ બાળકોકા યે હય જીવન,
જબ તક જીવો તબતક ગુણ ગાઓ રે. આવો૦
કાલ ક્યા હોગા ઈનકો ભુલા દો,
આજકા આનંદ મનાવો રે....આવો૦


ગાંડો ગોકલ

(૧૭)

(મીઠા લાગે છે મને આજના ઉજાગરા—એ રાગ)

ગબ્બર ગઢ જાતાં માના ઘુઘરારે વાગતા,
જોવું જનેતાની વાટ રે—અલબેલી અંબે મા શોભતાં.
ગબ્બર ગઢ માનો રૂડો રે શોભતો,
તેમાં જનેતાનો વાસ રે....અલબેલી૦
બ્રહ્મરૂપે અંબે મા એમાં રે શોભતાં,
હેમના હીંડોળાખાટ રે....અલબેલી૦
ભકતો આવીને માના ચરણમાં રમતા,
હૈયામાં આનંદ ઉભરાય રે....અલબેલી૦

આજની તે રાતડી માના દર્શન થાય ત્યાં,
ચોસઠ બેનીની સાથ રે....અલબેલી૦
સેવક ગુલામ માના દાસનોયે દાસ છે,
ચરણોમાં રાખજો સદાય રે....અલબેલી૦



'માઇબાલક'

(૧૮)

## :: દેવી પ્રાર્થના ::

અહો દેવી! ઉભાં અમે હાથ જોડી,
કરો રંક સામે કૃપાદષ્ટિ થોડી.
સદા તાપ ને પાપથી તો ઉગારો,
અમે માગીએ માત! ઓ પ્રેમ તારો....૧
ઉગ્યો સૂર્યનો પૂર્વમાં રંગ તે જે,
ગઇ રાત વીતી જુઓ વાત રહે જે.
સ્વયંભુ તું માતા અમોને સંભાળો,
અમે માગીએ માત! ઓ પ્રેમ તારો....૨
પશુ પક્ષી ને પ્રાણીઓ કામ લાગ્યાં,
પડી એમ ઉદ્યોગમાં સુખ માગ્યાં.
સ્વયંભુ અમારી બુદ્ધિ વિદ્યા વધારો,
અમે માગીએ માત! ઓ પ્રેમ તારો....૩
કુડાં દુઃખ કાપી રૂડાં સુખ આપો.
અમારા શીરે દેવી હો હાથ સ્થાપો.
સુખે જાય આ આજનો દિન સારો,
અમે માગીએ માત! ઓ પ્રેમ તારો....૪



કમળાબ્હેન દવે

(૧૯)

## અંબાને આમંત્રણ

(રાગ—કુમકુમ પગલે પધારો રે)

ઝૂમઝુમ કરતાં આવો રે, અમ ઘેર આજે અંબા.
શુભ અવસર છે આજે અમારે મંડપમાં આવી બિરાજો રે;
અમ ઘેર આજે અંબા.

ચોસઠ બ્હેનોમાં ઘુમનાર;
પતિતોને પાવન કરનારાં.
દુઃખીને દિલાસો દેનારી રે માતા કૃપાળુ કેવી રે....ઝૂમઝુમ.

સંસાર સાગરની છો સુકાની,
ત્હારે હાથે માનવી જાએ તરી.
ભક્તોનાં દુઃખ હરનારાં રે કેમ ગુણ ગાઉં તમારા....ઝૂમઝુમ.

ત્હારી લીલા મા અકળ ગણાણી;
પાર ન પામે મોટા જ્ઞાની.
દેજે દર્શન તું કૃપા કરી રે મારી છો સાચી માડી....ઝૂમઝુમ.

સર્વવ્યાપી મા તું કહેવાણી;
તોય તને જોઇ નવ શકું અજ્ઞાની.
હું છું પામરપ્રાણી રે લેજે મને તું ઉગારી....ઝૂમઝુમ.


માલતીબ્હેન ઓઝા

(ધૂન)

જય જય અંબે જય જય માઇ, જય જય અંબે જય જય માઇ,
જય જય કાલિ જય જય માઇ, જય જય કાલી જય જય માઇ.

(૨૦)

## જગદમ્બાને પ્રાર્થના

(રાગ–ગંગાષ્ટકનો)

હે ! જગતજનની, સુખકરણી, શાન્તિદાતા માત તું;
હે ! વિઘ્નહરણી, વિતભરણી, કષ્ટને કર નષ્ટ તું.
કરી કૃપા વિશાળને, લે બાળની સંભાળ તું;
અજ્ઞાન પર શું રોષ કરતી, કાળને નિવાર તું.
આ મૂઢમતિએ મોહવશ થઇ, તુંજ શરણુ ના લહ્યું;
એ ભૂલના યોગે કરી આ, કષ્ટ સઘળું મેં સહ્યું.
ક્ષમા આપી શાન્ત થા તું, રોષને નિવાર મા !
મુજપર કૃપા કરી સત્યમાર્ગને બતલાવ મા !

 રણછોડલાલ વ્યાસ

(૨૧)

(રાગ–છાની છાની હૈયાની કહું છું વાત)

અંબે માડી દીલના પ્રગટું છું ભાવ મુજને દર્શન દઇએ,
બેલી જગમાં તુજ વિના નવ કોઇ માત મુજને દર્શન દઇએ.
માના વિના કોણ પાર ઉતારે,
તરતાં નથી આવડતું લગારે.
કીધા નીચા પડીને નમસ્કાર મુજને દર્શન દઇએ,
જગત માંહી છે નામ તમારૂં,
યશદાયક સારૂં ગુણવાળું.
છોડી જગના સહુ નાના મોટા સાથ ઉભો આશરે તારે.

રૂપાળુ જોઈ રૂપ તમારૂં,
મુગ્ધ બન્યું છે મન હમારૂં.
કુમકુમ પગલે શોભો છો મારી માત મુજને દર્શન દઈએ.
દયા લાવીને પાર ઉતારે,
નામ લેતાં બસ રીઝો ભારે.
વંદન કરવા તલસતો હુંતો માત મુજને દર્શન દઈએ.
દર્શન લેવા તલસતો ભારે,
નથી કંઈ બીજી આશ વધારે,
અંબે માડી દીલના પ્રગટું છું ભાવ મુજને દર્શન દઈએ.



મુકુંદ

(૨૨)

## શ્રી માઈને વિનંતિ

(રાગ—ભૈરવી ગઝલ. બદલો બુરા ભલાનો)

કર માવડી કરૂણા સંકટ અસહ્ય માથે;
ભવોદધિમા ડુબું, તું તાર તારે હાથે....કર૦
તું માત તારનારી પાળે ન મારનારી;
વિનંતિ એ હમારી ઉતાર ઉર સાથે....કર૦
અવગુણ અપાર અમમાં કહે ક્રોધ આવે તમમાં;
લોકો ગણે અધમમાં અટકાવ નાથી નાથે....કર૦
એ નાથ નામ તારૂં બાકી ન કાંઇ ધારૂં,
ઉરમાં ઉતાર સારૂં હેવી દયાળુ આજે....કર૦
છોરૂ કછોરૂ થાયે માતાથી ના થવાયે;
વિનવે પ્રભુ સદાયે કરજોડી બેઉ હાથે....કર૦



પ્રભુલાલ ભુરાલાલ

(૨૩)

## "જીવનની અણમુલી ઘડી"

(ભજન ધૂન)

જીવનની ઘડી ન્યારી—નિહાળી
જીવનની ઘડી ન્યારી.
દર્શનની બલીહારી—નિહાળી
જીવનની ઘડી ન્યારી.
ધવલ ધવલાં તેજ માના મંદિરે ઝળકી ઉઠયાં,
મધુર માના નેત્રથી અમૃત મીઠાં વરસી રહ્યાં.
કુમકુમ ઉડે, બ્હેકી ઉઠે;
દિલ રૂમઝુમ રમે, જ્યોતિ જલે,
દર્શનની બલીહારી—નિહાળી
જીવનની ઘડી ન્યારી.
સુર સુરીલાં, ગાન ગીતડાં, ગૌરીનાં ગુંજી રહ્યાં,
મલકતાં મલકી રહ્યાં મા હસમસી હરખી રહ્યાં;
કુમકુમ ઉડે........ન્યારી.
જ્યાં નજર મારી ઠરે ત્યાં ત્યાં, બધે મા રમતાં દીસે,
કોઈ ઉંડો નાદ દૈવી "મા, તું મા" એ રસના રટે;
કુમકુમ ઉડે........ન્યારી.
ઓગણી પંચાણુ આસોનાં, નવરાત્રની નવમી તીથી,
માતૃભાવે માઈને બાળક બની સૌ ભકને દીઠી;
કુમકુમ ઉડે........ન્યારી.

ધન્ય માઈ, ધન્ય આઈ, અંબિકા આરાસુરી,
માઇમંડળ બાલુડાંની, મા, બની તેં આશા પૂરી;
કુમકુમ ઉડે........ન્યારી.

"માઈમસ્ત"



(૨૪)

## :: માઇ-પ્રેમ ::

(રાગ-દુર્ગા તા. ત્રિતાલ માત્રા ૧૬)

ભકત તણોની પાલક માતા,
અસુરદળ સંહાર વિધાતા....૧
ભકત પુરણના પ્રેમ આધીને,
નિશદિન વિહરે મગ્ન રહીને....૨
છાયા પ્રસરે જો આકૃતની,
જોમ જગાડે દૈવી જીવનની....૩
રૂમઝુમ રૂમઝુમ કરતી મૈયા,
પાસે આવી કહે "મુજ છૈયા....૪
ખમ્મા ખમ્મા સ્વસ્તિ ઉચ્ચારે,
નિર્ભય રહે મુંઝીશ ન લગારે....૫
તારાં દુઃખ બધાં હું જાણું,
મારાથી કંઇ નથી અજાણ્યું....૬
સૌના કરતાં તુજને સંભાળું,
વાત બીજી પછી નિહાળું....૭
તું મુજને કંઇ નહિ વિસારે,
માઇ તને તો કેમ વિસારે....૮

દુઃખો એક પલકમાં ટાળું,
બદલો પ્રેમાધીનનો વાળું"....૯

ચીમનલાલ સોમાભાઈ સં. મા.

(૨૫)

"સ્તુતિ પાઠ"

જય જય ગિરી રાજકુમારી, કરે સ્તુતિ મા વેદ તમારી;
લીલા તમારી ન કળ્યા ત્રિપુરારી, માત ભવાની ભવ ભય હારી.
ચરણ શરણ તવ અતિ સુખકારી, મંત્ર નવાર્ણ પાવનકારી,
તું સચરાચર છે ચંડિકા, વ્યાપક નામ જગે અંબિકા.
ઐં બીજ ઇંદુને જાણું, હ્રીં બીજને સુરજ પ્રમાણું,
ક્લીં બીજ પાવકની જ્વાળા, ધ્યાન ધરે મા સેવક તારા.
શેષ મહેશ ધ્રુજે તવ કોપે, હરિ બ્રહ્માદિક ધ્રુજે પ્રકોપે;
કર ત્રિશૂળ ને ખડગ ઓપે, અર્ધચંદ્ર લલાટે ઓપે.
ચંડ મુંડ દાનવ તેં માર્યા. રકતબિંદુ સમ રીપુ સંહાર્યા;
નમું નમું હું માત અમારી, શરણાંગત લેજે ઉગારી.

હીરાલાલ બી. ત્રિવેદી

(૨૬)

"માઇ ભજો"

(ભૈરવી)

શાણા માઇ ભજોને ભાઇ,
એ છે સાચી જીવન કમાઇ....શાણા૦ ૧
સચરાચર વ્યાપક છે માઇ, જ્યાં જોઉં ત્યાં માઇ;
જળમાં સ્થળમાં કે નભમંડળ, એકજ દિવ્ય દેખાઇ. શાણા.

જગતજન્તુની સઘળે વ્યાપી, આસપાસ આકાશ;
જ્યાં જોશું ત્યાં દિવ્ય પ્રભુતા, માઈતણી દેખાઈ. શા૦ ૫
માઈતણી ભક્તિનો લ્હાવો, પુણ્ય વિના ન પમાય;
પણ માઈ જો સ્હાય કરે તો, સ્હેજે શાક્ત થવાય. શા૦ ૬
માઇ નામના મહામંત્રથી, ત્રિવિધ તાપ શમાય;
જો જગદંબે સ્હાય કરે તો, સ્હેજે પાર પમાય. શા૦ ૭
જગત ઉદ્ધારણ સઘળે માઈ, દિવ્ય સ્વરૂપ દેખાય;
શુદ્ધ ચિત્તથી સ્મરણ અહોનિશ, શ્વાસોશ્વાસજ થાય. શા૦ ૮
રૂપ અનુપમ માઇ તમારૂં, દિવ્ય જ્યોતિ જણાય;
એહ નીરખવા દિવ્ય દૃષ્ટિ દે, દેવી દીનદયાળ. શા૦ ૯
દેવદેવાધિ મુનિવર સેવે, માઇ નામનો જાપ,
સીધો, સાદો, સરલ સુગાહણ, માઇ તણોજ પ્રતાપ. શા૦ ૧૦
ઝળહળતી તુજ જ્યોત નિહાળી, અંગે અંગે માન;
તુજ પરચા જાણે છે જગમાં, આરાસુરે વિખ્યાત. શા૦ ૧૧


ભાઈશંકર જેઠાભાઇ શુકલ

(૨૭)

(ગઝલ- કવાલી)

મૈયા એક અરજ છે મારી, આશએ એક ઉર ધારી,
અમીની દૃષ્ટિએ ભાળી, તું લેજે માત ઉગારી.
શરણમાં રાખ સંભાળી, અવરનો આશરો ટાળી,
જગતની મોહમય બાજી, રહ્યો છું તેહમાં રાજી.
હવે ભ્રમણા બધી ભાગી, આશા એક મને લાગી,
મૃત્યુની કારમી વાટે, જવું છે એકલા હાથે.

નહિ કોઇ સ્નેહિ સંગાતે, મન તું સમજજે સાચે,
મૈયા તારી અમીછાયા, ભકતને તાહરી માયા.
સમાવો માત મહંમાયા, રહે નહિ જગતની માયા.
મીચાએ આંખડી મારી, તરત તું કરજે તૈયારી.
સમીપે આવજે વહેલી, દેજે દર્શન તું છેલ્લી,
મૈયા મને આશરો તારો, હવે મા નવ કરશો ન્યારો.

પુરાણી હીંમતરામ

(૨૮)

(ગઝલ)

મને તું છોડ ઓ માયા, અલખ માની જગાવા દે,
હવે આશાને છોડીને, ગુણ માજીના ગાવા દે.
રહ્યો સંસારમાં આવો, મને થાય છે પસ્તાવો;
હવે ના માત તલસાવો, વેગે સિંહ પર થઇ આવો.
મને છે છેલ્લી એક આશા, રહે તુજ નામની પાસા;
ભુલાએ ભેદ સૌ ખાસા, મીચાએ આંખડી ત્યારે.
ભવાબ્ધી તરતાં વાટે, અનેક શૂળો મને વાગે;
મનના ભેદ સૌ ભાગે, રટણ તારૂં મને લાગે.
મૈયા છેલ્લી મીટ માંડી, મીચાએ આંખડી મારી;
ત્યારે તું આવજે દોડી, શમાવો શકિત'માં સારી.
હીંમતને આશરો તારો, ભેદ સૌ ભાગ્યો છે મારો;
રહું ઘટમાળાથી ન્યારો, એવી વિનંતિ ઉરમાં ધારો.

પુરાણી હીંમતરામ

(૨૯)

## માને વિનંતિ

મનહર મંગળ મુરતી જોતાં મનડું મોહ્યું માત રે,
માતા તારી કૃપાથકી તો આવું છું તુજ પાસ રે. મન૦
બાળકનો હોય જો વાંક માતા કાંઈ ન જોજો રે,
પુત્રી તારી માફી માગે તુજ દર્શનની આશ રે. મન૦
સર્વે સ્થળમાં વ્યાપી રહ્યાં છો વારંવાર નિહાળુ રે,
કોટી કોટી રવી તેજ તમારૂં સર્વે બ્હેનોની સાથે રે. મન૦
સંસારમાં કાંઇ સાર ન દીઠો અંબા પ્રેમ છે મીઠો રે,
તુજ ચરણારવિંદને ઇચ્છું ટાળો ભવનો ત્રાસ રે. મન૦
અમીદષ્ટિ સૌ પર તારી સૌની લો સંભાળ રે,
દયાળુ મા તું છો મારી કરૂં વિનંતિ ખાસ રે. મન૦
મનડું મારૂં બહુ અકળાયે માતા લેજે પાસ રે,
અપરાધ મારા ક્ષમા કરીને ઝાલજો પુત્રીનો હાથ રે. મન૦
તું બ્રહ્માણી તું ઇન્દ્રાણી તું મહેશ્વરી માત રે,
શુદ્ધભાવથી ભકિત કરતાં દર્શન ઘો સાક્ષાત્ રે. મન૦
ન સમજું કાંઇ ભકિત તારી પણ મા તું છો મારી રે,
જનની બાળા આવે પાસે દેજો ચરણમાં વાસ રે. મન૦



'માઙબાળકી'

(૩૦)

## ચંદે માગેલું વરદાન

નમુ ઇશ્વરી બ્રહ્મ આદેશ અંગ.
નમુ ધોમ રૂપં ગ્રહી ચંદ્ર ગંગ;

નમુ બાલ ભાલં વસે ચંદ્ર બાની,
રમે વામ અંગે સદા અંબ રાની.
નમુ અંબરમ પ્રેમ આદેશ ચંડા,
તપે ભાલ તુહીં તુહીં મારકંડા;
ગગનં સગનં અરૂપં અખંડી,
ચવે કોટી અમોઘ ચોસઠ ચંડી.
બજે ડાક હાકમ સદા ભૂત બાકં,
સદા પંચ મુદ્રા લહે ભાગ્ય શાકં;
નમુ જોગીની ભોગીની જોગમાયા,
નમુ અંબિકા દેવી હીંગોળ રાયા.
નમુ બોધની સૌધ્યની બાક બાની,
નમુ સાધ્યની દેવી, ત્રીલોક રાની;
નમુ ઈન્દ્રની, બ્રહ્મની, અષ્ટ અંગ,
નમુ જ્ઞાન વૈરાગ્ય, ત્રીનેત્ર ગંગ.
નમુ સાધ્યની દેવી ત્રિલોક સાધી,
નમુ ઇશ્વરી દેવી દેવં આરાધી;
નમુ કાલિકા ભૈરવી જોગમાયા,
નમુ આરાસુરી ઇન્દ્ર આપે ઉપાયા.
નમુ જક્ષણી ભક્ષણી જોગમાયા,
નમુ જટી બ્રહ્મ વિશ્નુ દેવજાયા;
નમુ એક તુંહી બ્રહ્માંડ અખંડી,
નમુ ચાતુરી કાળ ત્રિકાળ ચંડી.

તુંહી તારની કારની એક તુંહી,
મહા દેવ દેવી ઈન્દ્રાદિક મોહી;
ક્રિપા વાટ ઘાટે સદા સ્હાય કીજે,
બુદ્ધિ પાર લહે નહિ જોગ બીજે.

અનંતં દૈત્ય હતે આપ અંગમ,
અતિપાર પામે નહિ ચંદ ગંગ;
દયા રૂપ દેવી નવે નીધ દીજે,
ક્રિપા રૂપ આપે સદા સ્હાય કીજે.

સંગ્રાહક :
બળવંતરાય શામળજી

(૩૧)

## -: માઇને એક અરજ -:-

કહું મમ્મા માઇ મધર કહું મૌતારી કહું મા,
'મ' કારે શકિતનું ઝરણુ વહતું એક સહુ મા;
ઘણાં નામો તારાં તદપી સહુમાં તત્વ તુજ છે.
તું પાળે સંહારે સૃજન કરતી એક તુજ છે.
તું સત્વે સાવિત્રી સૃજન કરતી વિશ્વ સઘળું,
તું છો લક્ષ્મી રૂપે રજસ ગુણથી પોષણુ કરે;
તું કાલિ ચામુંડા તમસ ગુણથી નાશ કરતી,
તું ધાત્રી સ્થિતિ ને લય રૂપ બની ખેલ કરતી.
સહુ તારાં રૂપો ગુણ ત્રય વડે ભેદ દીસતો,
મહા જ્યોતિનાં સૌ વિવિધ રૂપમાં ભેદ ન કશો;

દીસે વિશ્વે માઇ સ્થૂળ સ્વરૂપથી સર્વ ભરતી,
અને સુક્ષ્મે માઇ અણુ અણુ મહીં વાસ વસતી.
ભલે ગાંડા ઘેલા અબુધ જડ કે સુજ્ઞ સુત હો,
સહુ સંતાનો છે સહુ સુત તણી માત તુજ છો;
મીઠી માઇદષ્ટિ સહુ ઉપર છે એક સરખી,
કદાપી ના દષ્ટિ સમવિષમ થાતી સુત પરે.
પરોક્ષે પ્રત્યક્ષે અગર સ્થૂળ કે સૂક્ષ્મરૂપમાં,
વસે જ્યાં તું માઇ અરજ ધરજે એક ઉરમાં;
અમે તો બાલુડાં કરગરી રહી એજ ચહીએ,
કૃપાની દષ્ટિથી દૂર કરીશ ના 'માઇ' કહીએ.


હરખજી વેણીરામ

(૩૨)

નયનોમાં સદા વસજે, કર્ણે સાદ પણ દેજે;
વિવિધ તાપ હરનારી, અંબા માત તું મારી.
જીભલડી નામમાં લેજે, કરોમાં પાવડી દેજે;
બનાવો પ્રેમ પુજારી, અંબા માત તું મારી.
અક્ષત કુમકુમ ચઢાવું, ફુલોના હાર ધરાવું;
અબીલ ગુલાલ ને ઝારી, અંબા માત તું મારી.
પુજાએ પાવડી કીધી, અંબાની મૂર્તિ જો સીધી;
બિરાજે ગોખમાં વારી, અંબા માત તું મારી.
મોતીના હાર કંઠે છે, સૂર્યના તેજ મુખે છે;
શોભા એ લાગતી સારી, અંબા માત તું મારી.

ઓઢી જ્યાં કેશરી સાડી, નાકે છે વેસરી વાળી;
દીસે છે રૂપ તો ભારી, અંબા માત તું મારી.
કનકનાં કુંડલો કાને, મોતીના હાર છે માને,
કાયા સુંદર દીસે તારી, અંબા માત તું મારી.
નિહાળો ચુંદડી અંગી, દીસે છે માત નવરંગી;
ભલા શણુગાર ને વારી, અંબા માત તું મારી.
સિંહ ને વાઘ પર સ્વારી, ગરૂડ ને હંસ પર સ્વારી;
ચઢે છે નંદી પર સ્વારી, અંબા માત તું મારી.
કરે ખડગ ત્રિશુળ ધારી, કપાળે ચાંદલો પુરી;
કીધી છે આડ સિંધુરી, અંબા માત તું મારી.
અખંડ બ્રહ્માંડમાં ભકિત, અંબા આદ્ય તું શકિત;
પ્રગટે જ્યોત પણ તારી, અંબા માત તું મારી.
સકલ વિશ્વની માયા, જગે જગદંબની કાયા;
હરિહર રૂપને વારી, અંબા માત તું મારી.
સુરજ ને સોમ પ્રકાશે, તત્વમાં તું સદા ભાસે;
તત્વથી પાર રહેનારી, અંબા માત તું મારી.
નિગુણ સગુણ છે સ્વરૂપ. પ્રગટ કે ગુપ્ત તારૂં રૂપ,
રિદ્ધિ ને સિદ્ધિથી ન્યારી, અંબા માત તું મારી.
એકાગ્રહ વૃત્તિને ઠારી, અંબાની મૂર્તિ લે ધારી;
જુએ છે મુજ પર વારી, અંબા માત તું મારી.
અંતરે વાસ છે તારો, દર્શનનો લાભ દેનારો;
શ્વાસે શ્વાસ રહેનારી, અંબા માત તું મારી.

સવિતાબ્હેન શ્રોફ

(૩૩)

## માઇ આનંદ અને લ્હાણું

(રાગ—ગઝલ, મીશ્ર)

શોભે સંખલપુરમાં આજ, હેતે ગૌરી ગરબા ગાયે;
ગૌરી ગરબા ગાયે, ત્યાં કંઇ મંગળ આરતી થાયે....શોભે.

ભકતો ભલા ત્યાં આવે રાત્રે,
મા તારો મહિમાએ ગવાયે;
સૌ બાલુડાં મળીને સાથે માઈની ધૂન મચાવે....શોભે.

મેવા ફળ ફુલ થાળ ધરાયે,
કુમકુમ સાકર પ્રસાદ અપાયે;
ભાવભર્યાં 'મા' છોકરડાંને અનહદ આશિષ આપે....શોભે.

ગરબા ખેલી 'મા' હરખાયે,
રમત ગમતથી દીલ ઉભરાયે;
માનાં મીઠાં વચન સુણીને, બાલક સૌ હરખાયે....શોભે.

ખેલે તાળી સખી સંગાથે,
કર કંકણુની જોડી હાથે;
'મા' તારા એ લલાટ મુગટના, હીરલા જગમગ થાયે....શોભે.

ફુલમાળા અનહદ અંગ ધરીને,
કેસર ચંદન સુવાસ ભરીને;
માઇઘેલાં એ બાલુડાંને, જોઇ 'મા' મલકાયે....શોભે.

દીન જાણી 'મા' દર્શન આપે,
તુજ દર્શનથી કષ્ટ હરાયે;
વદનકમળ 'મા' નીરખી આજે, માઇરટન ન ભુલાયે....શોભે.

'ભિખારી'

(૩૪)

(રાગ—મેં બનકી ચીડીયા બનકે બન બન બોલું રે)

ઓ માતા ! તમારો બાળ ગણીને તારો રે.
હું ભાન ભૂલી ભટકાતો આપ ઉગારો રે........ઓ૦ ૧
રડવડીયો માનવ સંસારે,
જન્મમરણના દુઃખ બહુ ભારે.
તુમ બીન કોણ ઉગારે, મુજને તારો રે........ઓ૦ ૨
ઘોરઘટા નયનોમાં ભાસે,
જીવન દુઃખોથી માનવ ત્રાસે;
તુમ બીન શાન્તિ ન થાશે, મુજને તારો રે........ઓ૦ ૩
બાળક આ નિરાધાર તમારો,
તુમ બીન માતા નહિ આરો;
ડુબતો આપ ઉગારો, મુજને તારો રે........ઓ૦ ૪
ચોરાશી ચક્કરમાં ભમીઓ,
માનવ ભવ બહુ દુર્લભ મળીઓ;
દાસ રસિક કહે છે, જન્મ સુધારો રે !........ઓ૦ ૫

રસિકલાલ નર્મદાશંકર

(૩૫)

(રાગ—પૂજારી મોરે મંદિરમે આવો)

અંબા મા ! મોરે મંદિરમે આવો. અંબા મા૦
અંબા નામ પ્યારૂં, ભય હરનારૂં, નિત્ય હૃદયમાં ધ્યાવો. અં.
અંબામહીં સૃષ્ટિ, અંબામહીં સર્વે, નિત્ય અંબા ગુણ ગાવો. અં.

અંબા ભજતાં, અંબા જપતાં, અંતરજ્યોત જગાવો. અં.
અંબા અરૂપી, અંબા સ્વરૂપી, અંબા ધ્યાન જગાવો. અં.
એક શરણ છે, શ્રી અંબાનું, રસિકબાળ બચાવો. અં.

 રસીકલાલ નર્મદાશંકર

(૩૬)

## :: શ્રી અંબાજીનો રાસડો ::

(મારી હુંડી સ્વિકારો–એ રાગ)

ખરા સંકટ સમયની સહાયરે, અંબા અલબેલી.
ગુણ નારદ શારદ ગાય રે, અંબા અલબેલી. ટેક૦
છે સિન્ધુ સંસાર આ, માનવ મીન ગણાય;
સપડાતાં દુઃખ જાળમાં–એક છોડવતી તું માય રે. અં૦
અકળામણ વ્યાધિ અને, ચંચળતા સૌ જાય;
અજવાળાં અંતર થતાં–તારી જ્યોતિ જ્યારે પ્રકટાય રે. અં૦
ભ્રમણામાં જીવ બહુ ભમી, આવ્યો તારે દ્વાર;
ઉગારનારી એક તું-હવે તારી તને છે લાજ રે. અં૦
જન્મમરણ કાંશી મટી, અખંડ શાન્તિ એક;
મળવા તુજ જાપો જપું–બૂડતાને દે તારી બ્હાંય રે. અં૦
ભૂલે અણસમજુ ભલે, પણ મોટાં કરે ન ક્રોધ;
કરગરીને કહું માવડી–નહિ થા તું નમેરી છેક રે. અં૦
નવલા દિન નવરાત્રીના, નિર્મળ છે કરનાર;
ઉજવીએ ઉમંગથી--કરો દયા શ્રી દુર્ગામાત રે. અં૦
માગું નિત્ય નવું નવું, વાત એકની એક;
કંટાળો કરતી નહિ–ગુણ ગાતાં ન તૃપ્તિ થાય રે. અં૦

**શકિત** તુજ ભકિત કરૂં, ત્રુટી પડે નહિ કોય;
દૃઢતા પૂર્ણ ટકી રહે—માત તારી કૃપા જો હોય રે. અં૦
એકજ મારી ઇષ્ટ તું, છો સર્વસ્વ તું એક;
મેળવી દે તુજ સ્વરૂપમાં—ઇચ્છા પ્રતાપબાની એક રે. અં૦


'બાલકવિ' (કાવ્યરત્ન

(૩૭)

## : શ્રી ભવાનીમાતાનો રાસડો :

(લ્યો અમૃત સરીખું સુખકારી—એ રાહ)

મારી એકલડીની બાંહ્ય મા ભવાની—
ભવાની રે મા! ભજું ભજું તને.
મારી બેડલી પાર ઉતાર મા ભવાની—
ભવાની રે મા! ભજું ભજું તને.
અટપટી ઘટના તાહરી, કોઇથી ન કળાય;
ગોથાં ખાતા મુનિવરો, ત્યારે મુજથી કેમ મપાય....મા૦
બ્રહ્મા વિષ્ણુ દેવ સૌ, માતા તુંજ ગુણ ગાય;
શકિત ! તુજ બળથી બધા, એ તો નિશ્ચે વિજયી થાય....મા૦
આદ્યશકિત તુજ શોધતાં, થાકયાં વેદ પુરાણ;
નેતિ નેતિ કહી અટકતા, કોઇને પુરી પડે ન પિછાન....મા૦
અંતરના સિંહાસને, છો તું શુદ્ધ સ્વરૂપ;
દયા કરી દેતી ન કાં ? તુજ સાક્ષાત્કાર અનૂપ....મા૦
ભકિત પ્રતિદિન અધિક હું, કરતી ધારી ખંત;
અંતરાય સ્હેવાય ના, હવે લેવો મુકી દે તું અંત....મા૦

કુળ ગૌરવ સુખ વૈભવે, ખામી નહિ જરાય;
ચંચળ જેમ બધું ય એ, તેમ ચંચળ આયુ ગણાય....મા૦
અચલ શાન્તિ સુખનીજ છે, માત હિલે એક આશ;
શુદ્ધ આત્મ વિશ્વાસથી, માગે પ્રતાપબા તુજ પાસ....મા૦


'બાલકવિ' (કાવ્યરત્ન)

(૩૮)

## :: શ્રી આદ્યશક્તિ-અર્ચનનો રાસ ::

(તમે જો જો ના વાયદા—એ રાગ)

શુદ્ધ જળથી માતાને ન્હવરાવીએ, (૨)
એ ગંધ કુમકુમ પુષ્પોથી વધાવીએ. ટેક૦
અંતરમાં આસન આનંદથકી આપીએ,
શોભિત સિંહાસને મા સ્નેહથકી સ્થાપીએ;
અલંકારોથી માત શણગારીએ....એ ગંધ૦
શ્રદ્ધા સુગંધ ભર્યો ધૂપ પ્રકટાવીએ,
આત્મજ્ઞાન દીપતણી જ્યોત પ્રજળાવીએ;
મન મેવા નૈવેદ્ય ધરાવીએ....એ ગંધ૦
શિવ અને શક્તિ એ એક રૂપ માનીએ,
આદ્યશક્તિ છે સ્વતંત્ર શાસ્ત્રથી પીછાનીએ;
માત ! કર્તા હર્તા એ પ્રમાણીએ....એ ગંધ૦
અષ્ટભુજા અંબિકાનું ધ્યાન નિત્ય ધારીએ,
વખત વધુ મંત્ર પાઠ ભક્તિમાં વધારીએ;
દાન—પુણ્યેથી જીવન સુધારીએ....એ ગંધ૦

નોરતાની મીઠી મોજ આવી રોજ માગીએ,
શ્રી પ્રતાપબાની સાથ સર્વ પગે લાગીએ,
જાણે—સેવામાં આખી રાત જાગીએ....એ ગંધ૦


'બાલકવિ' (કાવ્યરત્ન)

(૩૯)

## :: નવરાત્રી પૂર્ણ થતાં છેલ્લી પ્રાર્થના ::

(અમે ઇશ્વર માગીએ—એ રાગ)

નવરાત્રીના દીન સોહામણા, ગૌરી ગરબા તે હેતે ગાય;
અંબા આપો એટલું...ટેક૦

પડવે પ્રેમથી પૂજન માતનું, કરતાં આવે અધિક આનંદ...અં૦
બીજે બાળા બહુચર રૂપ છો, બળવાન બનાવો બાળ...અં૦
ત્રિજે ગાજે ત્રિશક્તિ ત્રૈલોક્યમાં, ત્રિશૂલેથી હણો દુષ્ટ દૈત્ય...અં૦
ચોથે ચાર વેદ બ્રહ્મા બોલીયા, ગુણવાણી તમારી ગવાય...અં૦
પાંચમે પરમેશ્વરી પાર્વતી, ગાયે જીવન પાવન થાય...અં૦
છઠ્ઠે છાપ માતાના સુવસ્ત્રની, અલંકારો સહીત અપાય...અં૦
સાતમે સન્ધ્યા સાવિત્રી ગાયત્રી, શોભો સુંદર અંતર માંય...અં૦
આઠમે અષ્ટભૂજા શ્રી ભગવતી, ચિત્ત આનંદથી ઉભરાય...અં૦
નોમે નવલાં દુર્ગા તણાં નોરતાં, નિત નવધા ભક્તિથી કરાય...અં૦
વીર કુંવરો સાથ કિશોરબા, સેવે અખંડ સૌભાગ્ય સદાય...અં૦
જામનગર, જયપુર, જોધપુરનો, કુળ ગૌરવ વધતો થાય...અં૦
માગે પ્રતાપબા 'બાલ' ભાવથી, વ્રત માની લેજો પૂરૂં માત...અં૦


'બાલકવિ' (કાવ્યરત્ન)

(૪૦)

* યાચના *

માઇ હવે દો ભક્તિનું દાન..............ટેક૦
વિષયવાસમાં બહુ દીન ખોયા;
 સહી બહુ કંઇ હાન........માઇ૦
કોને જઇને કહું દયામય;
 કોઇ ન દેતું ધ્યાન........માઇ૦
કામ ક્રોધની મદીરા પીતા;
 પડી ગઇ ખોટી બાન........માઇ૦
દયા કરો તો છુટું ભગવન્!
 તારી દયા છે મહાન્........માઇ૦
સહુ કાંઇ જાણે કહ્યું ન માને.
 એ મન છે નાદાન........માઇ૦
તું દયાળુ અતિ કરૂણાસાગર;
 હું દુર્ગુણની ખાણ........માઇ૦
સુખનું સાથી જગ સારૂ છે;
 દુ:ખમાં તું ભગવાન........માઇ૦
દાસ 'મહેન્દ્ર'ની તું છે સ્વામી;
 દૂર કરો અભિમાન........માઇ૦

મહેન્દ્રકુમાર મહેતા બી. એ.

(૪૧)

॥ શ્રી મહાલક્ષ્મી સ્તવન ॥

નમસ્તેઽસ્તુ મહામાયે શ્રી પીઠે સુર પુજીતે,
શંખ, ચક્ર, ગદા હસ્તે મહાલક્ષ્મી નમોઽસ્તુતે. ૧

નમસ્તે ગરૂડારૂઢે કોલાસુર ભયંકરી,
સર્વ પાપ હરે દેવિ મહાલક્ષ્મી નમોઽસ્તુતે. ૨
સર્વજ્ઞે સર્વ વરદે સર્વ દુષ્ટ ભયંકરિ,
સર્વ દુઃખ હરે દેવિ મહાલક્ષ્મી નમોઽસ્તુતે. ૩
સિદ્ધિ બુદ્ધિ પદે દેવિ ભકિત મુકિત પ્રદાયિનિ,
મંત્ર મૂર્તિ સદા દેવિ મહાલક્ષ્મી નમોઽસ્તુતે. ૪
આદ્યંત રહિત દેવિ આદ્યશકિત મહેશ્વરી,
યોગ જે યોગ સંભૂતે મહાલક્ષ્મી નમોઽસ્તુતે. ૫
સ્થુલ સુક્ષ્મ મહા રૌદ્રે મહાશકિત મહોદરે,
મહા પાપ હરે દેવિ મહાલક્ષ્મી નમોઽસ્તુતે. ૬
પદ્માસન સ્થિતે દેવિ પરબ્રહ્મ સ્વરૂપિણિ,
પરમેશિ જગન્માત મહાલક્ષ્મી નમોઽસ્તુતે. ૭
શ્વેતામ્બર ધરે દેવિ નાનાઽલંકાર ભૂષિતે,
જગત્ સ્થિતે જગન્માત મહાલક્ષ્મી નમોઽસ્તુતે. ૮
મહાલક્ષ્મ્યષ્ટક સ્તોત્રં યઃ પઠેત્ ભકિતમાન્નરઃ
સર્વ સિદ્ધિ મવાપ્નોતિ રાજ્યં પ્રાપ્નોતિ સર્વદા. ૯
એક કાલે પઠેન્નિત્યં મહા પાપ વિનાશનમ.
દ્વિ કાલં યઃ પઠેન્નિત્યં ધન ધાન્ય સમન્વિતઃ ૧૦
ત્રિકાલં યઃ પઠેન્નિત્યં મહાશત્રુ વિનાશનમ,
મહાલક્ષ્મી ભવેન્નિત્યં પ્રસન્ના વરદા શુભા ૧૧

---

(૪૨)

## :: શ્રી સરસ્વતી સ્તવન ::

(શિખરિણી)

મહાદેવિ માતા! જનજીવન કલ્યાણ તું, અહો!
મધુરાં ને સ્વાદુ રસ સલિલવાહિનિ સતિઓ!
ઉભો ભિક્ષુ રૂપે તુજ ચરણમાં હું શિર ધરી;
અરે ભિક્ષા પાત્રે મધુર રસ તો તું ભર જરી.
તું મ્હારી માતા ને તુજ સુત હુંએ બાલશિશુ હો,
કૃપાદૃષ્ટિ હોજો તુ શિશુ પરે માતજિ! જરા;
ક્ષમા દેજે દેવિ! વિપરીત કદી થાય મુજથી;
કુપુત્રો થાયે એ, વળી યન કુમાતા કદી થતી.'
વહાવી વારિ હો તુજ હૃદયના હેત રૂપ એ,
મધુરાં ગાનોને રસમય શુચિ ભાવ સહ એ;
વળી વાહિનીના જલપટ તરંગો સમ મને,
તું ત્હારા હૃદેમાં નવલ નૂરથી તો નચવને.
સરિતા મ્હોટી તું; જરીક ઝરણું તો ઝરવને
મને શુષ્કાત્માને ઝરણજલથી તો ભીંજવને.

 રમણલાલ મ. જોષી

(૪૩)

## -:- સરસ્વતિને પ્રાર્થના -:-

બ્રહ્મપુત્રી! હે શારદા માત રે,
નમુ વાગીશ્વરીને સાક્ષાત........ટેક૦
શ્વેત વસ્ત્રો ધારી, હંસવાહની,

બ્રહ્મચારિણી હે માત;
તર્કો તારા જેવા શુભ્ર, ને નિર્મળ,
ભાવો દેજે મને માત રે.......નમુ૦
તારી વીણાના સુરોના ગુંજન,
હૈયે થાજો સદા કાળ;
તારા ચક્ર વડે દોષ બધાયે,
કપાયે અજ્ઞાન સાથ રે.......નમુ૦
મતિ, ગતિ, અને નિર્મળ વાણી,
વાણી વિધાતા હે માત;
દેજે જેથી જગે સેવા કરૂં કાંઇ,
અલ્પ આયુષ્યને વાટ રે.......નમુ૦

——→ તનસુખલાલ જ. *B. S. C.*

(૪૪)

## .·. માને વિનંતિ .·.

(રાગ—મંદાક્રાન્તા)

માજી મારી વિનંતિ સુણજો દીન દુર્બળ વદું છું,
માયારૂપી ભવજળમહીં બાળ તારો ડુબ્યો છું.
કામી ક્રોધી મમત થઇને નિત્ય ભમતો રહ્યો છું,
સ્વાર્થી હું છું જગત ઠગતો અંધકારે ડુબેલો.
છે ન વાણી મુજ દીન કને ગુણલા તુંજ ગાવા,
હે મા ! તારા ગુણ ઉચરવા યત્ન મિથ્યા કરૂં છું.
મા ! તું વ્યાપી રહી જગતમાં દુષ્ટ સંહારવાને,
લેવા તારી ભજન કરતા ભકત દુઃખે પીડાતા.

વા'રે આવી મદદ કરજો વિનતિ દીલ ધારી,
માઈ મારી વીરલ જગમાં અન્ય બેલી ન કોઈ.
શાને આવા મુજ દીનથકી અંતરે જઇ વસો છો,
ચક્ષુ મારાં વિહ્‌વળ થઇને દર્શનેચ્છા કરે છે.
ને હા! માજી તમ દર્શને નિત્ય જાગી રહે છે.



જસવંત

(૪૫)

## :: પુત્ર પરે દયા લાવો રે ::

પુત્ર પરે દયા લાવો રે, જગદંબા! પુત્ર પરે દયા લાવો.
અજ્ઞાન અંધકાર ભારે, મમત્વગર્તે ગોથા ખાઉં;
વિદ્યા અમૃત આપો આપો રે, જગદંબા! પુત્ર પરે દયા લાવો.
ચોપાસે દાવાનલ પ્રકટ્યો, તેમાં તુજ પુત્ર ફસાણો,
વારે માઇ! આવો આવો રે, જગદંબા! પુત્ર પરે દયા લાવો.
ભવસાગરનું સંકટ દેખી, પુત્ર તુજ શરણે આવ્યો,
દર્શન માડી! આપો આપો રે. જગદંબા! પુત્ર પરે દયા લાવો.
હસ્ત જોડી હું વિનવું માઇ! મુજમાં મતિ છે અતિ થોડી,
અરજી અંતર ધારો ધારો રે, જગદંબા! પુત્ર પરે દયા લાવો.



રણછોડલાલ વ્યાસ

(ધૂન)

અંબે મૈયા મેં તેરા છૈયા, માઇ માઇ મસ્ત રહું;
'જય જય માઇ' 'જય જય માઇ', મસ્ત બનીને નાચું કૂદું

(૪૬)

## * વફાદારી *

લઇને જન્મ ભારતમાં, ભુલ્યો તારી વફાદારી;
બનીને અંધ સ્વાર્થમાં, ભુલ્યો તારી વફાદારી.
ન સમજ્યો સાર જીવનનો, ભુલી ઉદ્ધાર જીવનનો;
ખરે માયાના પૂજારી, ભુલ્યો તારી વફાદારી.
તજી શક્તિતણાં ગાનો, બનીને મોહે મસ્તાનો;
તજી અમૃત શક્તિનાં, પીધાં ક્યાં વિષનાં જામો.
દયા ના સ્થાન વિસ્તારી, ભુલ્યો તારી વફાદારી;
થઇને દૈન્ય તો વેરી, ડુબ્યો દુઃખ વાદળો ઘેરી.
કરે શાને વૃથા ફેરા, ગ્રહી એ વાસના ઝેરી;
બનીને આજ વિકારી, ભુલ્યો તારી વફાદારી.
કહીને ગાન શક્તિના, કરીને દાન શક્તિનાં.
તજી તોફાન એ સઘળાં, કરી લે ગાન શક્તિનાં;
જીવનની જ્યોત ચમકારી, કરી લે તું વફાદારી.
ચહે કરવા જીવન ઉજ્જવલ, ભલા દુર્બલ બની અતિબળ;
જગે આવાગમન તારૂં, ભલા રહે પ્રખર ઉજ્જવલ.
પ્રભુતા સ્વર્ગ સુખધારી, કરી લે તું વફાદારી;
જગતજનની મહામયી, શરણુ તું યાચજે પ્રાણી.
મુસાફરની મધુરવાણી, મનન કર તું સાચી જાણી;
જીવનમાં સત્ય શણગારી, કરી લે તું વફાદારી.

— બાલકૃષ્ણ એમ. વ્યાસ

(૪૭)

## -:- શ્રી અંબાજીની હમચી -:-

### (ગીરનારની માનસિક યાત્રા)

ગવરી નંદન વંદન કરીએ મા,
ચંદન લેપથી મંજન ધરીએ મા;
દોષ નિકંદન થઇને ફરીએ મા.
ફરીએ દોષ નિકંદન જગમાં, પગમાં જઇને પડીએ અંબા;
સારા સારા ગ્રંથો રચીએ, બચીએ ઘડીએ ઘડીએ અંબા.

ઘડી ઘડી ઉઠી આવે વાણી મા,
ગુણ ગાયાની જ ભ્રાત ના જાણી મા;
શાણી મતિ આવે ગુણ ખાણી મા.
ગુણખાણીની ગાઉ કીરતિ, કરૂં છંદ આરંભ અંબા;
અંદર મંદિર સુંદર દીસે, શોભા રૂપનો થંભ અંબા.

થંભે આલન આવે કેને મા,
કાપ ન ખાય કદાપી તેને મા;
ઘોર કઠોર ગણે નહિ તેને મા.
ભય મુકીને રહે મુનીવર, દર દર પ્રત્યે જઇને અંબા,
જર જર દેહે ધ્યાન લગાવે, તનમન ચિત્ત દઇને અંબા.

દઇને ચિત્ત અંબાને ચરણે મા,
વાઘને વશ કર્યો છે હરણે મા;
મોર ભુજંગ રમે એક ધરણે મા.

મોર ભુજંગ રમે એક ધરણે, માજીનો પ્રતાપ અંબા;
તીરથ એક રૂપાળું દીસે, નહાતાં જાય પાપ અંબા.
પાપ નહાતાં ટળે, ગૌમુખી મા,
જનમ જનમનો હોય દરદુઃખી મા;
જળ પીએ થાયે સહુ સુખી મા.
દુઃખીઓ થઇને સર્વે લોકો, દેખે સ્વર્ગ સમાન અંબા;
નિત્ય નિત્ય નૌતમ રચના દેખી, ભુલી જાય ભાન અંબા.
ભાન ભુલે રેવતાચળ નીરખી મા,
વૃક્ષઘટા છે જોયા સરખી મા;
જળચર, સ્થળચળ રહે ત્યાં હરખી મા.
હરખીત થઇને રહે જનાવર, વેર વિરહ દર્શાવી અંબા;
વાઘ પીએ એકજ આરે, આરે આવી આવી અંબા.
આવી પીએ જળ સૌએ પ્રાણી મા,
બ્રહ્માનંદ રહે મુખ માની મા;
ચાર પદારથ ચાર લે જાણી મા.
જાણે ચાર પદારથ જ્યારે, મોહ વિકટદળ જાશે અંબા.
સચિત સચીદાનંદાનંદે, પરઘટ સ્વઘટ પ્રકાશે અંબા.
પ્રકાશિત થાય પતંગથી બમણો મા
પાંથી તે ચંદરમા છે જમણો મા;
કામના કંદ ઉચ્છેદન શમણો મા.
જમણો થઇ સઘળું સુખ પાવે, કાપે ક્રોધની પાશ અંબા;
કીરણુ કરીને તિમીર નશાવે, મમતા થાય નાશ અંબા.

નાશ કરી દે મમતા જ્યારે મા,
અંતરદષ્ટિ ખુલી જાય ત્યારે મા;
સગુણ અગુણ ગુણ લાધે ત્યારે મા.
લાધે સગુણ અગુણ ગુણ મ્હના, મણી માણુક આશ્વર અંબા;
ખાંતિ, શાંતિ, ક્રાંતિ વાધે, બ્રાંતિનો શો ભાર અંબા.
ભાર અઢાર વનસ્પતિ શોભે મા,
જોવા મુનીજનનાં મન લોભે મા;
સન્ધ્યા કામ તણી પણ શોભે મા.
શોભે સન્ધ્યા કામ તણી, જોઇ મંદીરના આકાર અંબા;
રથ રચના એ ગોખ બીરાજે, ઉત્તર સન્મુખ બાર અંબા.
બાર બીજું છે પશ્ચિમ પાસે મા,
વાસ દત્તાત્રીનો તેની વાંસે મા;
જેની જ્યોતથી ભય દુઃખ નાશે મા.
દુઃખ નાશે જ્યોતિને જોરે, કોરે મેલે કપટ અંબા;
નવલ ધવલ બહુ ધામ બીરાજે, શ્રાવક દેરાં દપટ અંબા.
દપટ દીસે શ્રાવકનાં મંદિર મા,
ખાંત થાય જોવાની અંદર મા;
અંદર ચાર મૂર્તિ છે સુંદર મા.
સુંદર ત્યાં મૂર્તિ રૂપાળી, નેમનાથની કાળી અંબા;
કંચનના બે બાર બીરાજે, વચમાં જાળી જાળી અંબા.
જાળી જોઇને આગળ ચાલી મા,
ચાલી જુવે ત્યાં વાંસે ગાળી મા;
પથ્થર પગથી છે રૂપાળી મા.

રૂપાળો ત્યાં ઘડી ઘટુકો, અઘડઘાટ સ્વરૂપ અંબા;
અતી ઉંચો ભુજદંગે શોભે, નાભી જાણે કૂપ અંબા.
　　રૂપ અનુપમ સરખા કાન મા,
　　પીળાં, ખોળાં ને ધોળાં વાન મા;
　　ભીમનો પુત્ર તે ભીમ સમાન મા.
માન ઘણું ત્યાં ભીમકુંડનું, સીમ કરી છે ઉત્તર અંબા;
નેમનાથને અડખે પડખે, ઠામ ઠામ મંદિર અંબા.
　　મંદિર પંચેશ્વર નવ દૂર મા,
　　હાથી પગલે જળ ભરપુર મા;
　　ઉપર ભૈરવ જળ અતિ ક્રૂર મા.
ક્રૂર કર્મ કૈંક કરતા મુરખ, આત્મહનન મન આશે અંબા;
નાશ થાય ને આશ ન પહોંચે, બંધાય યમને પાશ અંબા.
　　પાસ શ્રી રામાનંદનાં ચરણ મા,
　　સેવાદાસજી ત્યાં દુઃખહરણ મા;
　　છે નીરમળ જળનું જ્યાં ઝરણ મા.
ઝરણ વટી પત્થર ચટ્ટીમાં, ભીમદાસજી રહે છે અંબા;
અન્યજનો પણ અનેક સંતો, ગીરીમાં વાસ કરે છે અંબા.
　　વાસ કરે દત્તાતરી વાંસે મા,
　　ટુંક રહી છે તેની વાંસે મા;
　　જાતાં કમંડળ જળ દેખાશે મા.
દેખાશે ઉત્તરમાં હેઠે, હનુમાન ધારા કુંડ અંબા;
રસ્તે રસ્તે વસતાં દીસે, આંબા કેરાં ઝુંડ અંબા.

ઝુંડવી નાના મધ્યમ શ્રુંગે મા,
માત બિરાજે નવલે રંગે મા;
અકળ આભૂષણ પહેર્યાં અંગે મા.

અંગ આઠે નમી નમન કરીએ, ચરણે મસ્તક ધરીએ અંબા;
પુજા ઠાઠ બનાવી વિધવિધ, પાઠ મુખ ઓચરીએ અંબા.

ઓચરો જય અંબે જય અંબે મા,
જેના નામથી ભવદુઃખ થંભે મા;
ઇચ્છિત મળશે પદ આલંબે મા.

આલંબન માતાજી કેરાં, ચરણતણું જે કરશે અંબા;
ગુણ ગાયા માતાજી કેરા, સંવતસે ઓગણીસસે અંબા.

ઓગણીસસે બાવીસ ઉપર અંક મા,
નામે ધરમ ત્રવાડી અવટંક મા;
માતને સમર્યાં થઇ નિઃશંક મા.

શંકા વણ માતાજી સમર્યાં, જુનાગઢ શુભ ગામ અંબા,
અંબાને ચરણે રહે જેનો જનક બુલાખીરામ અંબા.

સંગ્રાહક :
હીંમતલાલ નૃસિંહદાસ

(ધૂન)

દીલે દીલ એક ચિત્તે મશગૂલ, મચાવું જય અંબેની ધૂન;
ભરી ભરી ભક્તિરસ ભરપૂર, 'જય જય અંબે' એકજ ધૂન.

(૪૮)

(ભૈરવી—ઓ માતૃભૂમી તારા—એ રાગ)

હો અંબે માત તારા, ચરણે નમન અમારા;
પ્રીતે ભરેલા વંદન, સ્વીકારજો અમારા.
છે સ્મરણ પ્રિય તારૂં, આ જગત માંહી ન્યારૂં;
સુખ શાન્તિ અર્પનારૂ, એ નામ છેજ તારૂં.
શુદ્ધિ નીતિ ને બુદ્ધિ, કર પ્રેરણા તુ અમમાં;
મા એજ એક ઇચ્છા, પૂર્ણ કરો અમારી.
જો હોય કાંઇ ગુનાઓ, જગમાત દૂર કરજે;
યાચુ ક્ષમા તમારી, ઉર માંહી તુ ધરજે.

હરીભાઇ ભગવાનભાઇ

(૪૯)

(ગઝલ)

ારે હો અંબિકા માતા, તમારાં દર્શન તો થાતાં,
ામે આનંદે હરખાતા, તમારા ગુણ સૌ ગાતા. અરે૦
બ્બર ગઢ વાસ છે તારો, ભયંકર પણ અતિ પ્યારો,
મે છો વિશ્વ વિધાત્રા, તમારા ગુણ સૌ ગાતા. અરે૦
૪વનનાં છો તમે દાતા, કૃપાળુ છો તમે માતા;
મે છો સુખની દાતા, તમારા ગુણ સૌ ગાતા. અરે૦
ાંમળનાં વહાણને તાર્યાં, અસુરો કંઇક સંહાર્યાં;
'ગતની છો અધિષ્ઠાતા, તમારા ગુણ સૌ ગાતા. અરે૦
નની અરજ ઉર ધરજો, દીનોનાં દુ:ખ સૌ હરજો;
મે છો વિશ્વની માતા, તમારા ગુણ સૌ ગાતા. અરે૦

કાનજીભાઇ જેરામભાઇ

(૫૦)

## "માનું સ્વરૂપ"

જેના તરલ નયન થકી સ્વર્ગીય આભા નિત્ય ઝળકયા કરતી,
જેની સુધામયી સુંદર છબી મનુજ તાપ હલકો કરતી.
જેની સુકોમળ અમિદ્રષ્ટિથી ભકતજનો પામે વિશ્વાસ,
અંતરનું દુઃખ સર્વે ભુલીને શકિતને માને પ્યારૂં ધામ.
પુણ્યમયી જેની સત્તા છે ભકતવર્ગની કેવળ પ્રાણ,
જેના ચરણોમાં ચીર સંચીત ઋષિઓ તપનું દે છે દાન.
જેના મુખની લલીત પ્રતિભા સર્વ હ્રદય પ્રફુલ્લિત કરે,
જેની સ્વભાવિક ચંચળતા ત્રિવિધ કષ્ટને દુર કરે.
મંગળ મુખ મનોહર મૂર્તિ અંતર સ્વચ્છ ધરાવે,
સાગરથી ગંભીર અધિક એ અમિદષ્ટિ વર્ષાવે.
ઉચ્ચ, ઉદાર, શકિત એ જાણે અખીલ વિશ્વનું શોભા ધામ,
એવી પુણ્યમયી શકિતને પદમાં મારા નમ્ર પ્રણામ.

 ભાનુશંકર કાશીરામ

(૫૧)

## * મારી માતંગી માત *

(રાગ-મારા સોહાગી શામ કહેજો મને એક વાતલડી)

મારી માતંગી માત પૂજું તમારી પાવલડી,
હું તો જોઉં તમારી વાટલડી....મારી૦

તમે મહુરકપુરના વાસી છો,
તમને કહું છું એક વાતલડી...મારી૦

તમે મન મંદિરમાં વશીયાં છો,
તારી રૂડી વાગે છે હાંકલડી....મારી૦

તમે જેમલ રબારીને જશ આપીઓ છે,
તેણે ચારી તમારી ગાવલડી....મારી૦
ભક્તિનાં ભોજન આપીશું ભાવતાં,
તમને પીવડાવશું દુધને સાકલડી....મારી૦
તમને મોઢ સેવક મૈયા વિનવે છે,
તમે ઝાલોને મારી આંગલડી....મારી૦

નરસીલાલ મણીલાલ

(૫૨)

(રાગ—સરપર ગાગર ધર કર ગજગામની લથલાતી આવે)

ફરી ફરી નહિ આવે અવસર આ ગયો અંબાને સેવો.
મહા કળીકાળે મૈયા નામરૂપી મીઠો મેવો........ફરી૦
કાળ ઝપાટા ખાયે, તેતર જ્યમ બાજ સામે;
પકડી લે પળમાં રહે પસ્તાઇને જેવો ને તેવો........ફરી૦
મોંઘો મનુષ્ય દેહ જાણી, સમરી લે માઇને પ્રાણી;
જાતાં નહિ વાર લાગે, પાણીના પરપોટા જેવો........ફરી૦
લક્ષચોરાસી ત્યાગી, લીધો મનુષ્યદેહ માગી;
જઠરાની જ્વાળાથી બચાવ, સ્તુતિ કરતો કેવો........ફરી૦
ઉદય તે અસ્ત થાશે, પાછળ પ્રાણી પસ્તાશે;
પીપળના પાન ખરતાં વાર લાગે માનો એવો........ફરી૦
પ્રાતઃ ઉગે છે ભાનુ, આથમતાં નવ રહે છાનું;
સેવકને તારૂં બાનું, તાર મા છે જેવો તેવો........ફરી૦



કમલાશંકર

(૫૩)
(રાગ—તારા ચરણોમાં ચિતડું ચોંટયું)

મારો બેડો ઉતારો પાર અંબે મા અલબેલી,
મારે એક તમારો આધાર અંબે મા અલબેલી.
માજી તારે છે બહુ બાળ અંબે મા અલબેલી,
તારે સૌની લેવી સંભાળ અંબે મા અલબેલી.

—સાખી—

મહીષાસુરને મારતાં, નારાયણી ધર્યું નામ,
ભકતોને સુખીઆ કર્યા, તેં તો દેવોના કીધાં કામ. અંબે મા.

—સાખી—

ચંડમુંડ ચકચુર કર્યા. લાવી દીલમાં ક્રોધ,
ઘણાય દુષ્ટ સંહારીઆ, તેની નથી મુજ પાસે નોંધ. અંબે મા.

—સાખી—

રકતબીજ રણમાં રોળીઓ, દુષ્ટ અધર્મી જેહ;
એક અંબાના ભજનમાં, તમે સૌએ રાખો સ્નેહ. અંબે મા.

—સાખી—

શુંભને સંહારીઓ, કરીને ક્રોધ અપાર;
નિશુંભને પણ મારીઓ, દૈત્ય માર્યા છે અપરંપાર. અંબે મા.

—સાખી—

ગરબો સંપૂર્ણ થયો, ગાયો ધરી ઉલ્લાસ;
'બાલ' માગે એટલું, મમ હૃદયમાં કરજો વાસ. અંબે મા.

——— બાલકૃષ્ણ ઓધવજી ભટ્ટ

(૫૪)

(મથુરામાં ખેલ ખેલી આવ્યા હો કાન-રાગ)

તારો ને મારો મેળાપ, ઓ અંબા ક્યારે થશે રે,
નથી વેઠાતો વિયોગ, ઓ અંબા ક્યારે થશે રે. તારો૦
નિદ્રા ના આવે ભોજન ના ભાવે (૨)
નિરાંત વિના ન રહેવાય-ઓ અંબા ક્યારે થશે રે, તારો૦
જળ વિના જેમ માછલડી ઝુરતી, (૨)
એવી અંતરમાં વેદના થાય-ઓ અંબા ક્યારે થશે રે. તારો૦
બાવરી ચકોરી ચંદ્ર વિયોગે, (૨)
એવું જીવન આ જણાય-ઓ અંબા ક્યારે થશે રે. તારો૦
મારામાં મન મારૂં ન ઠરતું, (૨)
તારામાં મન ઠરી જાય-ઓ અંબા ક્યારે થશે રે. તારો૦
ભોગ વિલાસોમાં ભડકારે લાગું, (૨)
અગ્નિ વિના બળી જાય-ઓ અંબા ક્યારે થશે રે. તારો૦
નહિ આકાશે ને નહિ પાતાળે, (૨)
તમ વિના ઘડી ન રહેવાય-ઓ અંબા ક્યારે થશે રે. તારો૦
કોણ છું હું ને ક્યાંનો રહેનારો, (૨)
આવ્યો ક્યાંથી ક્યાં જવાય-ઓ અંબા ક્યારે થશે રે. તારો૦
વિયોગની વેદના કોને રે કહીએ, (૨)
મનની મનમાં સમાય-ઓ અંબા ક્યારે થશે રે. તારો૦

નથી સહેવાતું ને નથી રહેવાતું, (૨)
કોઇને કંઇ ના કહેવાય–ઓ અંબા ક્યારે થશે રે. તારો૦

કરગરીને કહું છું તમને, (૨)
આમ નિરદય ન થવાય–ઓ અંબા ક્યારે થશે રે. તારો૦

હદ થઇ હવે ઝાઝું શું કહીએ, (૨)
આ ભકતને ભેટો થાય–ઓ અંબા ક્યારે થશે રે. તારો૦

ભકતજનોને વૈકુંઠ મળવા, (૨)
બાલકૃષ્ણ ગુણ ગાય–ઓ અંબા ક્યારે થશે રે. તારો૦

બાલકૃષ્ણ ઓધવજી ભટ્ટ

(૫૫)

(ભૈરવી–ગઝલ–રાગ)

અંબા પધારો આંગણે મમ ચિતડું એમ ચાહ્ય છે,
કુંકુમ અને કેસર થકી પૂજન તમારૂં થાય છે. અંબા૦

ફુલમાળા શોભતી જુઇ જાઈ ને ગુલાબ છે,
અમે ફુલડેજ વધાવીશું પૂજન તમારૂં થાય છે. અંબા૦

ભકતો સહુ ભેગા થયા તમ વાટડી જોવાય છે.
શુભ દિન આજે માહરે પૂજન તમારૂં થાય છે. અંબા૦

ભકતજન સહુ પ્રેમથી 'મા' ગુણ તમારા ગાય છે,
સહુ 'બાલ'કો ટોળે મળ્યાં પૂજન તમારૂં થાય છે. અંબા૦

બાલકૃષ્ણ ઓધવજી ભટ્ટ

## ભક્તશ્રી નર્મદાશંકર મુળશંકર પંડયા રચિત ભજનો

(૫૬)

(રામ નામ બોલો—એ રાહ)

બોલો માઇનામ ભાઇઓ બોલો માઇનામ,
આવે અંતે કામ ભાઇઓ બોલો માઇનામ.
વિશ્વમહીં વ્યાપી એ શકિત,
ભાવે કરી લ્યો એની રે ભકિત,
હરતાં ફરતાં બોલો માઇનામ....ભાઇઓ૦
તાપ ત્રિવિધ મા તનના કાપે,
અવિચળ શાન્તિ અંતે આપે;
આપે અમરપદ ધામ....ભાઇઓ૦
જોડ જનુનીની જગમાં ન જડશે,
એને ભજશે તે નર તરશે;
શુદ્ધ પ્રેમ ત્યાં પગલાં એનાં જાણ....ભાઇઓ૦
પલ પલ પલ તું લે પોકારી,
એક ઘડી દે નવ વિસારી;
તું સંભારે એ સંભાળે બાલુડા મુજ આવ....ભાઇઓ૦
નયનોથી નીરખી લે માજી.
વણસી જાતી સુધારને બાજી;
કહે છે નર્મદ કરજોડીને સાચી શીખામણ માન....ભાઇઓ૦



માનવ મોંઘા મૂલનો મળીઓ છે આ દેહ,
મા ભજને તું માનવી ટાળી મન સંદેહ.

(૫૭)

(રાગ—તારા ચરણોમાં ચીતડું ચોટયું)

હું તો પારે તમારે આવ્યો અંબે મા અલબેલી,
સાથે બીજું નથી કાંઇ લાવ્યો અંબે મા અલબેલી.

—સાખી—

ધન દોલત વિણ આપનો માજી હું છું ગુલામ,
શરણે આવ્યો આપની મને માજી તમારી હામ. અંબે.
દર્શન કરી મા આપનાં સફળ કરૂં મુજ દેહ,
નયણે જ્યારે નીરખ્યાં જાણે વરસ્યા અમૃતના મેહ. અંબે.
ભાવિક ભકતો ભાળતાં આનંદ અંગ ઉભરાય,
બાર માસે ટોળે મળી અંબે ગુણ તમારા ગવાય. અંબે.
માતા ચાહે પુત્રને પુત્રને દર્શન આશ,
ભેળાં બન્નેને થતાં જોઇ હરખે જગતના તાત. અંબે.
માગું માજી એટલું વંદી વારંવાર,
પ્રતી વરસે મને તેડજો માજી અંબા તમારે દરબાર. અંબે.
ભાવ ભીની મુજ આંખથી ભાળું તુજને માત,
શીર ધર્યું તમ ચરણમાં કહે નર્મદ સ્વીકારો માત. અંબે.

---

પરમેશ્વરીને પૂજતાં પતિત પાવન થાય,
જીવન જીવે ઉજળું અંતે મા કરે સહાય.

(૫૮)

(રાગ—બેટે ઝુલે છે તરવાર)

ગો[illegible] પધારો મોરી માત, અંબે મૈયા ગોખે પધારો.
સુણો સેવકનો મા સાદ, અંબે મૈયા ગોખે પધારો.
સમય આરતી થાવા રે લાગ્યો;
ભકતોનો સંઘ ભેળો થાવા રે લાગ્યો;
મારે અંતર કેરી આશ.......અંબે૦
માનુની મંગળ ગાયે તમારાં,
કહે પધારો અંબે મા અમારાં;
પુરો અંતર કેરી આશ.......અંબે૦
કુમારીકાઓ બટુકજી પધાર્યાં,
શરીર ઉપર જેણે વસ્ત્રો ન ધાર્યાં,
તેમને પ્રસાદની આશ.......અંબે૦
નર્મદ ઉભો જુવે વાટ તમારી,
કયારે પધારે ગોખે મુજ માડી;
ઝટપટ આવો હો માત.......અંબે૦

---

નાસ્તિકો નેચર કહે આસ્તિકને અંબાય,
બાપ વિના જગમાં થયા (પણ) મા વિણ ના કહેવાય.
પ્રગટી આપો આપને કાપે સૌના તાપ,
મ્હારો મ્હારો મા કહે ચાંપે હૃદયની સાથ.

(૫૯)

(રાગ–દેવી બ્રહ્માણી રૂદ્રાણી મંમાયા)

પતીત પાવની હો અંબે આરાસુરની રાયા,
અંબે આરાસુરની રાયા (૨) ગુણ તેરા જગને ગાયા...પતીત૦
કોઇ લક્ષ્મી રૂપે આરાધે,
કોઇ સાધક શક્તિ સાધે;
કોઈ કુદરત કહીને યાચે........પતીત૦
તારા રૂપ તણો નહિ પાર,
સારા બ્રહ્માંડનો આધાર;
પામ્યા નહિ કો તારો પાર........પતીત૦
કહે છે નર્મદ તારો દાસ,
માજી રાખો મુજને પાસ;
માજી કરજોડી તુજ પાસ........પતીત૦



(૬૦)

જીવન ઝોલાં ખાય અમારૂં જીવન ઝોલાં ખાય,
આપ બચાવો એથી મૈયા અંતર બહુ અકળાય....અ.
ભવસાગરમાં નૌકા મારી ડગમગ ડગમગ થાય,
શાણો સુકાની પણ શોચવા લાગ્યો પાર કેમ જવાય....અ.
ખટ શત્રુઓ ખંત ધરીને મારી પાછળ ધાય,
બચવું બાળા શી રીતેથી આવી કરજો સ્હાય....અ.
હીંમત હારી બેઠો મૈયા એકે નથી ઉપાય,
કહે નર્મદ મા આપ કૃપા વિણ તુજ પદ કેમ પમાય....અ.



(૬૧)

(રાગ—અંગ્રેજી રાહ)

આવો આવો સૌ મા'ના મંડપ આવો,
ગાવો ગાવો ગવરીના ગુણુલા ગાવો.

ભવસાગર તરવાનું બારૂં,
માઈનામ એકજ પ્યારૂં,
મચાવો મચાવો તમે માઈ ધૂન મચાવો........આવો૦

આ કલિયુગમાં શકિત સાચિ.
શકિત વિનાની ભકિત કાચી;
જમાવો જમાવો તમે માઈ ઝુંડ જમાવો........આવો૦

માઈ મુજને દર્શન આપો,
દુઃખ દારીદ્ર દીલનાં કાપો;
થાવો થાવો તમે માજી પ્રસન્ન થાવો........આવો૦

જનસેવા જગદંબ કરાવો,
એ છે આપ ચરણમાં દાવો;
જગાવો જગાવો મમ હ્રદયે જ્યોત જગાવો........આવો૦

(ધૂન)

(રાગ—કાલી કમલીવાલીઆંને મ્નાતે)

શ્રી માઇ શરણું મમઃ શ્રી માઇ શરણું મમઃ
શ્રી માઈ શરણું મમઃ શ્રી માઈ શરણું મમઃ



એક દિવસમાં એક પળ મનથી મા બોલાય,
ધન્ય ઘડી એ દિનની તુજ જીવનમાં જાય.



# સપ્તશ્લોકી દુર્ગાપાઠ*

શિવ ઉવાચ- શિવ બોલ્યાઃ-

દેવિ ત્વં ભક્તસુલભે સર્વકાર્ય વિધાયિનિ ।
કલૌ હિ કાર્યસિદ્ધ્યર્થમુપાયં બ્રૂહિયત્નતઃ ॥

હે દેવિ! તારા ભકતોને સર્વકાર્ય સુલભ થાય અને સર્વ સિદ્ધિઓ કળીયુગમાં સહેજે મળે એવો તત્કાળ ઉપાય બતાવો.

દેવ્યુવાચ-દેવિ બોલ્યાં:-

શ્રૃણુદેવ! પ્રવક્ષ્યામિ કલૌ સર્વેષ્ટસાધનમ્ ।
મયાતવૈવ સ્નેહેનાપ્યમ્બાસ્તુતિ પ્રકાશ્યતે ॥

હે દેવ! સાંભળો, તમારા ઉપર સ્નેહ હોવાથી કહું છું કે, કળીયુગમાં સર્વ શ્રેષ્ઠ સાધન મારી સ્તુતિ એજ પ્રધાન છે.

ૐ અસ્યશ્રીદુર્ગા સપ્તશ્લોકી સ્તોત્રમંત્રસ્ય નારાયણઋષિઃ અનુષ્ટુપછન્દઃ શ્રી મહાકાલી મહાલક્ષ્મી મહાસરસ્વત્યો દેવતાઃ દુર્ગાપ્રીત્યર્થં સપ્તશ્લોકી દુર્ગાપાઠે વિનિયોગઃ ॥

આ સપ્તશ્લોકી સ્તોત્રમંત્રના નારાયણ ઋષિ છે. છન્દ અનુષ્ટુપ છે અને શ્રી મહાકાલી, મહાલક્ષ્મી તથા મહાસરસ્વતી તેના દેવતા છે. દુર્ગાની પ્રીતિ પ્રાપ્ત કરવા માટે આ દુર્ગાપાઠનો વિનિયોગ છે.

જ્ઞાનિનામપિ ચેતાંસિ દેવી ભગવતી હિ સા ।
બલાદાકૃષ્યમોહાય મહામાયાપ્રયચ્છતિ ॥૧॥

---

*નિત્યપાઠ તરીકે આ સપ્તશ્લોકી દુર્ગાપાઠનો ઉપયોગ થઇ શકે છે.

તે મહામાયા જ્ઞાનવાળા ભલભલા પુરૂષોના ચિત્તને પણ ખેંચી લઇ વિવેકહીન કરી મમતાના ખાડામાં પટકી મોહને સ્વાધીન કરે છે તો પછી તમારા જેવાને મમત્વ થાય તેમાં શી નવાઇ? (૧)

**દુર્ગે સ્મૃતાહરસિ ભીતિમશેષજન્તોઃ ।**
**સ્વસ્થૈઃ સ્મૃતા મતિમતીવ શુભાં દદાસિ ॥**
**દારિદ્ર્યદુઃખભયહારિણિ કા ત્વદન્યા ।**
**સર્વોપકારકરણાય સદાર્દ્રચિત્તા ॥૨॥**

હે દુર્ગાદેવી! સંકટ સમયે આપનું જે સ્મરણ કરે છે. તે સર્વ પ્રાણીમાત્રની અશેષ ભીતિનું તમે હરણ કરો છો. અને જે પ્રાણી સ્વસ્થ ચિત્તે તમારૂં સ્મરણ કરે છે, તેને તમે અત્યંત શુભ મતિ આપો છો. શરણાગતનાં દારિદ્ર્ય, સંકટ અને ભય હરનારાં, સર્વ પર ઉપકાર કરનારાં તમારા જેવું બીજું કોઇજ નથી. (૨)

**સર્વમંગલમંગલ્યે શિવે સર્વાર્થસાધિકે ।**
**શરણ્યે ત્ર્યમ્બકે ગૌરિ નારાયણિ નમોસ્તુતે ॥૩॥**

સર્વ શુભ વસ્તુઓમાં માંગલ્યરૂપ કરનારાં શિવા દેવી આપ છો વળી ભક્તજનોની સર્વ શુભ અભિલાષાઓ પૂર્ણ કરનારાં, શરણે આવનારને સ્વીકારનારાં, ત્રણ નેત્રવાળાં હે ગૌરિ! નારાયણિ! આપને અમારા નમસ્કાર છે. (૩)

**શરણાગત દીનાર્ત પરિત્રાણ પરાયણે ।**
**સર્વ સ્યાર્તિ હરે દેવિ નારાયણિ નમોસ્તુતે ॥૪॥**

શરણે આવેલાં દીન તથા દુઃખી જનોનું રક્ષણ કરવામાં હંમેશાં તત્પર રહેનારાં અને આપત્તિઓનો નાશ કરનારાં હે દેવિ! નારાયણિ! આપને નમસ્કાર છે. (૪)

**સર્વસ્વરૂપે સર્વેશે સર્વશકિત સમન્વિતે ।**
**ભયેભ્યસ્ત્રાહિનો દેવિ દુર્ગેદેવિ નમોસ્તુતે ॥૫॥**

સર્વમાં સ્વરૂપભૂતે વ્યાપી રહેલાં સર્વનાં અધિષ્ઠાત્રા બ્રાહ્મી વિગેરે સર્વશકિત સમુદાયવાળાં હે દેવિ! ભયમાંથી અમારી રક્ષા કરો. હે દુર્ગા–નારાયણિ! આપને અમારા નમસ્કાર છે. (૫)

**રોગાન શેષાનપહંસિ તુષ્ટારૂષ્ટા**
**તુકામાન્સકલાનભીષ્ટાન્ ।**
**ત્વામાશ્રિતાનાં ન વિપન્નરાણાં**
**ત્વામાશ્રિતાહ્યાશ્રયતાં પ્રયાંતિ ॥૬॥**

હે દેવિ! તમે જ્યારે પ્રસન્ન થાઓ છો ત્યારે સર્વ રોગ ઉપદ્રવોનો નાશ કરો છો અને જ્યારે આપ ક્રોધાયમાન બનો છો ત્યારે સકલ મનોકામનાને નષ્ટ કરો છો, જેઓ આપને શરણે છે તેઓને કોઇપણ પ્રકારની વિપત્તીઓ હોયજ નહિ ઉલટા તેવાઓ તો આપનો આશ્રય મેળવીને અન્યને આશ્રય આપે છે. (૬)

**સર્વાબાધાપ્રશમનં ત્રૈલોકચસ્યાખિલેશ્વરિ ।**
**એવમેવ ત્વયા કાર્યમસ્મદ્વૈરિવિનાશનમ્ ॥૭॥**

હે સર્વેશ્વરી! ત્રણલોકની સર્વ પ્રકારની આપત્તિઓનો નાશ કરનારાં તમોએ જેમ હમણાં અમારા શત્રુ અસુરોનો નાશ કરી અમારૂં રક્ષણ કર્યું તેમ સદાને માટે રક્ષણ કરતાં રહો. (૭)

॥ **શ્રી સપ્તશ્લોકી દુર્ગા પાઠ સમાપ્તઃ** ॥



પૂજ્યપાદ શ્રી ભગવાન્ શંકરાચાર્ય પ્રણીત

# શ્રી અન્નપૂર્ણા સ્તોત્ર

**નિત્યાનન્દકરી વરાભયકરી સૌન્દર્યરત્નાકરી**
**નિર્ધૂતાખિલઘોરપાવનકરી પ્રત્યક્ષમાહેશ્વરી ।**
**પ્રાલેયાચલવંશપાવનકરી કાશીપુરાધીશ્વરી**
**ભિક્ષાં દેહિકૃપાવલમ્બનકરી માતાન્નપૂર્ણેશ્વરી ॥૧॥**

હે મા અન્નપૂર્ણે ! તું સદા આનન્દ કરનારી છે. તારા હાથમાં ભક્તોને માટે વર અને અભય રહે છે, તું સુન્દરતારૂપ રત્નોની ખાણ છે, તું તારા ભક્તોનાં સમસ્ત પાપ નાશ કરીને તેમને પવિત્ર બનાવે છે, તું સર્વની ઇશ્વરી પ્રત્યક્ષ મહેશ્વરી છે. તેંજ ગિરિરાજ હિમાલયના વંશને પાર્વતી બનીને પવિત્ર કર્યો છે. હે મૈયા ! તું કાશીપુરની મહારાણી છે અને સર્વ સંસારને માટે તું અન્નપૂર્ણા હોવાથી સર્વની માતા પણ છે તો હે મા ! કૃપા કરીને મને ભિક્ષા આપો. (૧)

**નાનારત્નવિચિત્રભૂષણકરી હેમામ્બરાડમ્બરી**
**મુક્તાહારવિલમ્બમાનવિલસદ્વક્ષોજકુમ્ભાન્તરી ।**
**કાશ્મીરાગુરુવાસિતારૂચિકરી કાશીપુરાધીશ્વરી**
**ભિક્ષાં દેહિકૃપાવલમ્બનકરી માતાન્નપૂર્ણેશ્વરી ॥૨॥**

હે ભગવતી ! અન્નપૂર્ણે ! તું અનેક પ્રકારના રત્નોદ્વારા વિચિત્ર આભૂષણ કરે છે, તારૂં શરીર સુવર્ણના આડંબરથી અલંકૃત છે, તારા હૃદય પર સુંદર મુક્તાહાર શોભી રહ્યો છે. તારૂં શરીર કુંકુમ અને અગરાદિ સુગન્ધિ દ્રવ્યોથી કાન્તિમાન છે. તું કાશીપુરની અધિશ્વરી છે. હે મા ! કૃપા કરીને મને ભિક્ષા આપો. (૨)

**યોગાનન્દકરી રિપુક્ષયકરી ધર્માર્થનિષ્ઠાકરી**
**ચન્દ્રાર્કાનલભાસમાનલહરી ત્રૈલોક્યરક્ષાકરી ।**
**સર્વૈશ્વર્યસમસ્તવાઞ્છિતકરી કાશીપુરાધીશ્વરી**
**ભિક્ષાં દેહિકૃપાવલમ્બનકરી માતાન્નપૂર્ણેશ્વરી ॥૩॥**

હે માતા! યોગી પુરૂષોને તું યોગદ્વારા આનંદ આપે છે, તારા ભકતજનોના (કામ ક્રોધરૂપી) શત્રુઓનો નાશ કરે છે. હે મૈયા! તું ધર્મ અને ધનનું સાધન કરવામાં પણ સહાય કરે છે, તેમજ તે તે કાર્યોમાં દઢ નિષ્ઠા કરે છે. તારૂં તેજ ચન્દ્રમા, સૂર્ય અને અગ્નિની સમાન પ્રકાશિત છે. તું તારી પૂર્ણ શકિતથી ત્રિલોકની રક્ષા કરે છે. તારા ભકતોના સમસ્ત મનોરથોને પૂર્ણ કરીને તેમને ઐશ્વર્ય આપે છે. હે કાશીપુરાધીશ્વરી! તું મને પણ ભિક્ષા આપ. (૩)

**કૈલાસાચલકન્દરાલયકરી ગૌરીઉમા શંકરી**
**કૌમારી નિગમાર્થગોચરકરી ઓઙ્કારબીજાક્ષરી ।**
**મોક્ષદ્વારકપાટપાટનકરી કાશીપુરાધીશ્વરી**
**ભિક્ષાં દેહિકૃપાવલમ્બનકરી માતાન્નપૂર્ણેશ્વરી ॥૪॥**

હે દેવિ! તેં કૈલાસ પર્વતોની કન્દરાઓમાં તારૂં સ્થાન બનાવ્યું છે. તું ગૌરી,[1] ઉમા,[2] શંકરી,[3] કૌમારી,[4] અને નિગમોના અર્થ કરનારી છે તું ઓંમકારસ્વરૂપ બીજાક્ષરવાળી છે. હે ભગવતી!

---

૧ ગૌરી—અત્યંત ગૌરવર્ણવાળી.
૨ ઉમા—મહાદેવની લક્ષ્મી સ્વરૂપા અથવા શિવરૂપ પતિની કામનાથી તપશ્ચર્યા કરવાનો હેતુ નિષેધ કરેલી.
૩ શાંકરી શંકર મહાદેવની પત્ની.
૪ કૌમારી—સ્વામી કાર્તિકેયની શકિત સ્વરૂપા.

તારા ભકતોને માટે મોક્ષમાર્ગનું દ્વાર ખોલવામાં કેવળ એક તુંજ સમર્થ છે. હે કાશીપુરાધીશ્વરી ! મને ભિક્ષા આપો. (૪)

**દૃશ્યાદૃશ્યપ્રભૂતવાહનકરી બ્રહ્માણ્ડભાણ્ડોદરી**
**લીલાનાટકસૂત્રભેદનકરી વિજ્ઞાનદીપાઙ્કુરી ।**
**શ્રીવિશ્વેશમનઃપ્રસાદનકરી કાશીપુરાધીશ્વરી**
**ભિક્ષાં દેહિકૃપાવલમ્બનકરી માતાન્નપૂર્ણેશ્વરી ॥૫॥**

હે અન્નપૂર્ણે ! તું સર્વ સ્થૂલ સૂક્ષ્મ જીવોને ભોજનદાન દઈને તેમની સર્વ પ્રકારની શકિતઓથી સુસમ્પન્ન કરનારી છે. આ નિખિલ બ્રહ્માંડ તમારા ઉદરરૂપ પાત્રમાં રહેલ છે. તું તારી શકિતદ્વારા સર્વ ચરાચરને પોતાના કાર્યોમાં પ્રવૃત્ત કરે છે અને તું જ્ઞાનરૂપ દીપકની શિખા છે, જેથી હે મા ! તું તારી વિશેષ ચાતુરીથી શ્રી વિશ્વનાથ ભગવાનના મનને સન્તુષ્ટ કરે છે તેમજ તું કાશીપુરની અધિશ્વરી છે. હે મા ! મને ભિક્ષા આપો. (૫)

**ઉર્વીસર્વજનેશ્વરી ભગવતી માતાઽન્નપૂર્ણેશ્વરી**
**વેણીનીલસમાનકુન્તલહરી નિત્યાન્નદાનેશ્વરી ।**
**સર્વાનન્દકરી દશાશુભકરી કાશીપુરાધીશ્વરી**
**ભિક્ષાં દેહિકૃપાવલમ્બનકરી માતાન્નપૂર્ણેશ્વરી ॥૬॥**

હે ઇશ્વરી ! તું ભૂમિ ઉપર રહેલા સર્વ જનસમુદાયની ઇશ્વરી છે. તુંજ ઐશ્વર્યસંપન્ન અને અન્નધનથી ભરપૂર ભરેલી અન્નપૂર્ણા માતા છે, તારા માથાના વાળ નીલવર્ણથી શોભા મેળવે છે. હે પરમેશ્વરી ! તું સર્વને અન્નદાન આપે છે. તું સદા આનન્દ અને શુભદશા કરનારી છે. હે કાશીપુરીધીશ્વરી મા ! મને ભિક્ષા આપો. (૬)

**આદીક્ષાન્તસમસ્તવર્ણનકરી શંભોસ્ત્રિભાવાકરી**
**કાશ્મીરા ત્રિજનેશ્વરીત્રિલહરીનિત્યાંકુરાશર્વરી ।**
**કામાકાંક્ષકરી જનોદયકરી કાશીપુરાધીશ્વરી**
**ભિક્ષાં દેહિકૃપાવલમ્બનકરી માતાન્નપૂર્ણેશ્વરી ॥૭॥**

હે પરમેશ્વરી! દીક્ષિત બનીને સંસારમાં જેઓ શિક્ષા પ્રદાન કરે છે તે સર્વને તેંજ ઉપદેશ આપેલ છે. તેંજ મહાદેવને ત્રણે* ભાવોનું વિધાન કરેલ છે. તુંજ સ્વર્ગ, મૃત્યુ અને પાતાળ એ ત્રણેલોકમાં તારી માયાથી પરમેશ્વરી પ્રતીત થાય છે. તુંજ આલોકમાં ગંગા, યમુના અને સરસ્વતી બનીને પ્રવાહિત થઈ રહી છે. જે વસ્તુનો કદી નાશ ન થાય એવી મોક્ષરૂપા વસ્તુ આપનારી પણ તુંજ છે. અભિલાષી પુરૂષોની સર્વ કામનાઓ પૂર્ણ કરનારી તુંજ છે. હે માતા! તું ભકતજનોની ઉન્નતિ કરે છે. હે કાશીપુરાધીશ્વરી! હે અન્નપૂર્ણા મા! મને ભિક્ષા આપો. (૭)

**દેવીસર્વવિચિત્રરત્નરચિતા દાક્ષાયણી સુન્દરી**
**વામસ્વાદુપયોધરપ્રિયકરી સૌભાગ્યમાહેશ્વરી ।**
**ભક્તાભીષ્ટકરી દશાશુભકરી કાશીપુરાધીશ્વરી**
**ભિક્ષાં દેહિકૃપાવલમ્બનકરી માતાન્નપૂર્ણેશ્વરી ॥૮॥**

હે મહામાયા! તું દેવી× છે. તારૂં શરીર વિચિત્ર રત્નોના આભૂષણોથી અલંકૃત છે. તુંજ સતીરૂપથી દક્ષ પ્રજાપતિને ઘેર

---

*આ ત્રણ ભાવ સત્વ, રજ અને તમ મહાદેવને આ ત્રણે ભાવો તુંજ પ્રાદુર્ભૂત કરીને સંસારનું વિધાન, પાલન અને સંહાર કરાવે છે.

×ભકતોનું દુઃખ દૂર કરીને તેમને પ્રસન્ન કરનારી.

ઉત્પન્ન થઈને દાક્ષાયણી કહેવાઈ છું. હે મા ! તું સર્વ જગતની માતા હોવાથી તારા સ્તનોનું મધુર દુગ્ધપાન કરાવીને હિતસાધન કરે છે. તું સર્વની મહા ઈશ્વરી હોવાથી સર્વનું સૌભાગ્ય કરે છે. કેવળ એક તુંજ તારા ભકતોના મનોરથોને પૂર્ણ કરે છે અને સંકટોને દૂર કરી શુભ દશા આપે છે, જેથી હે મા ! મને પણ ભિક્ષા આપો. (૮)

**ચન્દ્રાર્કાનલકોટિકોટિસદૃશાચન્દ્રાંશુબિમ્બાધરી**
**ચન્દ્રાર્કાગ્નિસમાનકુણ્ડલધરી ચન્દ્રાર્કવર્ણેશ્વરી ।**
**માલાપુસ્તકપાશકાંકુશધરી કાશીપુરાધીશ્વરી**
**ભિક્ષાં દેહિકૃપાવલમ્બનકરી માતાન્નપૂર્ણેશ્વરી ॥૯॥**

હે ભગવતી ! તું કરોડો ચન્દ્રમા, અસંખ્ય સૂર્ય અને અગણિત અગ્નિની સમાન છે. તારા આનન્દની અપાર છબી જાણે ચન્દ્રમાના કીરણોને ધારણ કરે છે, સૂર્ય, ચન્દ્રમા અને અગ્નિના જેવું દેદીપ્યમાન કુણ્ડલ તેં ધારણ કરેલ છે. ચન્દ્રમા અને સૂર્યની સમાન તમારું ઉજ્જવલ વર્ણ છે. હે માતા ! તેં તારા એકએક હાથમાં ક્રમથી માલા, પુસ્તક, પાશ અને અંકુશને ધારણ કરેલાં છે. હે મા ! મને ભિક્ષાદાન આપો. (૯)

**ક્ષત્રત્રાણકરી મહાભયકરી માતા કૃપાસાગરી**
**સાક્ષાન્મોક્ષકરી સદાશિવકરી વિશ્વેશ્વરશ્રીધરી ।**
**દક્ષાક્રન્દકરી નિરામયકરી કાશીપુરધીશ્વરી**
**ભિક્ષાં દેહિકૃપાવલમ્બનકરી માતાન્નપૂર્ણેશ્વરી ॥૧૦॥**

હે માતા ! તું તારા ક્ષત્રનું આશ્રય આપીને સર્વની રક્ષા કરે છે. સર્વને અભયદાન દે છે, જેથી તું સર્વની માતા છે. તું કૃપાના

સાગરરૂપ છે, તેમજ સાક્ષાત્ મોક્ષપદ આપનારી છે. તું સદા સર્વનું મંગલવિધાન કરે છે, નિખિલ વિશ્વનું પાલનપોષણ કરનાર શ્રી મહાદેવજીની શ્રી વૃદ્ધિ કરનારી પણ તુંજ છે. દક્ષપ્રજાપતિના યજ્ઞમાં વિઘ્ન કરીને તેને રૂદન કરાવનારી તુંજ છે. હે માતા ! તું સર્વને આરોગ્યદાન કરે છે. હે મા ! મને ભિક્ષા આપો. (૧૦)

**અન્નપૂર્ણે સદાપૂર્ણે શંકરપ્રાણવલ્લભે ।**
**જ્ઞાનવૈરાગ્યસિદ્ધ્યર્થં ભિક્ષાં દેહિ ચ પાર્વતિ ॥૧૧॥**

હે અન્નપૂર્ણે ! તું સમસ્ત સૌભાગ્યથી સદા ભરપૂર છે. હે માતા ! તું કલ્યાણકર્તા મહાદેવજીની પ્રાણવલ્લભા છે, જેથી હે પાર્વતિ ! જ્ઞાન અને વૈરાગ્યની સિદ્ધિને અર્થે મને પણ ભિક્ષા આપો. (૧૧)

**માતા મે પાર્વતિ દેવી પિતા દેવો મહેશ્વરઃ ।**
**બાન્ધવાઃ શિવભક્તાશ્ચ સ્વદેશો ભુવનત્રયમ્ ॥૧૨॥**

હે માતા ! હું કેવળ એ ભિક્ષા ચાહું છું કે, ગિરિરાજકુમારી પાર્વતિ મારી માતા હો, મહાપ્રભુ શ્રી શિવજી મહારાજ મારા પિતા હો, અને શિવ શક્તિના સર્વ અનન્ય ભકતો મારા બન્ધુબાંધવ હો. એ ત્રણેલોક મારો સ્વદેશ છે એવું જ્ઞાન હંમેશાં મારા હૃદયમાં દૃઢભાવથી સ્થિત રહો. (૧૨)*

**॥ શ્રી અન્નપૂર્ણા સ્તોત્ર સમાપ્ત ॥**



*આ અન્નપૂર્ણા સ્તોત્રનો શ્રદ્ધાપૂર્વક નિરંતર પ્રાતઃકાળમાં પાઠ કરવાથી ભગવતી અન્નપૂર્ણા દેવિ પ્રસન્ન થઈને ધન–ધાન્ય આદિથી પોતાના ભક્તોને પરિપૂર્ણ કરે છે.

# હે માનવ !

હે માનવ ! એકવાર તારા પાછલા જીવન તરફ નજર કરી જો. જ્યાંસુધી તું કીટ પતંગાદિમાં હતો ત્યાંસુધી તું **માને** જાણી શકયો નહિ તો કાંઇ નહિ, પરંતુ હવે તો **માએ** તને પ્રવૃત્તિ-નિવૃત્તિરૂપ બન્ને હાથથી આલિંગન દ્વારા બાંધી લીધો છે, તારો દેહરથ સુસજ્જિત થયો છે. જડ ઉપર પ્રભુત્વ કરવાનો અધિકાર તેં પ્રાપ્ત કરેલ છે, તો શું હજી પણ **માને** ભૂલતો રહીશ ? હજી પણ **માને** જોઇશ નહિ ?

જેણે આપણને જડ પરમાણુથી જ્ઞાનનું પૂર્ણ વિકાશક્ષેત્ર માનવકુળમાં પહોંચાડયા, જેણે આપણા અંતરદેશને સ્વારોચિષ્ટ કરી દીધું, જેની સ્વર્ગીય અંગ જ્યોતિથી આપણું હૃદયરાજ્ય પ્રકાશમાન થયું, જે **મા** પડદા પાછળ રહીને સ્નેહનો પ્રકાશ કરે છે, જે આપણા પ્રત્યે પ્રેમ કરીને અદૃશ્ય થઇ જાય છે, હાય ! માત્ર એક દિવસ માટે પણ આપણે તેને **મા** કહીને પુકારી શકતા નથી ? માત્ર એકજ દિવસ માટે સરલ હૃદયથી પુત્રની માફક તેનો સ્નેહ, તેનો આદર અનુભવ કરી શકતા નથી ? જે આપણા જન્મમરણની સાથી છે, જે આપણા સુખદુઃખની સખા છે, જે આપણી અનંતયાત્રાની અદ્વિતીય સહચરી છે, જે આપણા દેહરથની એક માત્ર સારથી છે, જેની મંગળમય ઇચ્છાથી આપણે મનુષ્ય થયા છીએ, ને સ્નેહમયી મહામાયા તરફ મુખ ફેરવીને કૃતજ્ઞતાની એકજ દીર્ઘ નિઃશ્વાસ છોડી શકતા નથી ! આપણા મનુષ્ય જીવનને ધિક્કાર છે ! ધિક્કાર છે આપણી કૃતઘ્નતાને ! કૃતજ્ઞતા પ્રકાશ કરવાનું બાજુ રહ્યું, જેના સિવાય બીજું કોઇ નથી, જેના અસ્તિત્વમાં આપણું અસ્તિત્વ

છે, તેના અસ્તિત્વમાં આજ દીનપર્યંત પૂર્ણ વિશ્વાસ પણ થઇ શક્યો નથી? હાય! તો પણ તે **મા** આપણો કેટલો આદર અને કેટલો સ્નેહ કરે છે! જાણો છો? તે કે જે **મા** છે, તે પોતાના અનુપમ સ્નેહનો બદલો ઇચ્છતી નથી. તેનું કાર્ય તો સ્નેહરૂપી દૂધનું દાન દેવું તે છે. તે કાર્ય તે સદા કરી રહી છે અને કરશે. આપણે તેના કૃતઘ્ન અકૃતજ્ઞ સંતાન છીએ; છતાં પણ તે આપણને ઘૃણાની દૃષ્ટિથી જોઇ શકતી નથી. એટલુંજ નહિ પરંતુ અમૃતમય સ્નેહની સંજીવનીધારા સદા સર્વદા સીંચતી રહે છે અને સીંચતી રહેશે. હાય! આ સ્નેહ આ માતૃત્વનો પ્રકાશ શું વાણીદ્વારા થઇ શકે છે? તે વાત તો ન્યારી છે.

*

**ધાર્મિકો!** તમે જે ધર્મનું પાલન કરીને જગતમાં ધાર્મિક રીતે પ્રસિદ્ધ થયા છો. તે કે જે તમારી પ્રકૃતિએ ધર્મરૂપે પોતાનો પ્રકાશ કર્યો છે, તે કોણ છે? તે તેજ **મહામાયા મા છે.**

**અધર્મિઓ!** તમે સદા કોના ઇશારા ઉપર પાપનો કાદવ ચોળી વેશ ધરો છો? કોને તૃપ્ત કરવા માટે પાપપૂર્ણ માર્ગમાં વિચરો છો? કોણ તમારી નિંદિત-પ્રકૃતિના રૂપથી મલિનતાના દાટેલાં વસ્ત્રો પહેરીને તમને ગોદમાં લેઇને બેઠી છે? જરા વિચાર કરીને જુઓ તો કોણ છે? તે તેજ **મહામાયા મા** છે.

**જુઓ, જુઓ,** આપણી નજીક કોણ છે? આપણું આત્મીય સ્નેહી કોણ છે? તે છે એક **મા.** તે **માની** સામે એકવાર **મા** કહીને ઉભા રહો. તે જે પ્રકારે અનેક રૂપે અનેક મૂર્તિ રૂપે તમને મુગ્ધ કરીને "આવ-આવ" કહીને પોકારે છે, તમે પણ "**મા!** આવું છું-**મા**, આવું છું" કહીને દોડતા જાઓ. **માને** આપણી ઘણી ચાહના

છે. આપણે રાજરાજેશ્વરીનાં સંતાન છીએ! શું **મા** આપણી દીનતા જોઇ શકશે? આપણી દીનતા હીનતા જોઇને **માની** આંખમાં આંસુ વહેવા માંડે છે, આપણું ક્ષુદ્રત્વ દૂર કરવા માટે, જન્મમૃત્યુની યાતના ચિરકાલ સુધી દૂર કરવા માટે તો તે **મા** રાજરાજેશ્વરી હોવા છતાં પણ દીનહીન વેશમાં આપણી પાછળ પાછળ ફરે છે. ચાલો આપણે એકવાર **મા** કહીને ઉભા રહીએ, બીજું કાંઇપણ કરવું પડશે નહિ. ચાલો કરોડો કંઠથી એકવાર **મા** કહીને પોકારીએ, તેથી તે પ્રસન્ન થશે. આનંદમાં પોતાને ભૂલી જશે, આપણે મહાભાગ્યશાળી થઇશું, અને મુક્તિ પ્રાપ્ત કરીશું.

# -:- પ્રાર્થના -:-

(૧)

**મા!** જે તારા પ્રિય સાધક સંતાન કે જેણે બ્રહ્મચર્યદ્વારા મનને શુદ્ધ કરી લીધેલ છે, પ્રત્યાહાર દ્વારા ઇન્દ્રિયસંયમ કરેલ છે, પ્રાણાયમ દ્વારા પ્રાણના વ્યર્થ વ્યયને રોકી દીધો છે; તેઓ તને **મા** કહીને પોકારવાથી; તેનું મન, પ્રાણ અને ઇન્દ્રિયો એકી અવાજે બોલી ઉઠે છે, તે માતૃધ્વનીથી દિગ્દિગંત પવિત્ર થઇ જાય છે અને તું પણ **મા,** તે આહ્વાનના પ્રબળ આકર્ષણથી સ્વયં આવીને તેના કંઠમાં પવિત્ર વિજયમાળા પહેરાવી દઇશ તે સાધક ધન્ય થશે, પરંતુ **મા! મારા માટે શો ઉપાય છે?**

હું તો જ્યાં જોઉં છું, ત્યાં અંધકાર છે! જો એકવાર ક્ષીણ કંઠથી **મા** કહીને પોકારવાની ચેષ્ટા કરૂં, તો તેજ વખતે મન તેના ભેગા કરેલા સંસ્કારોને લઇને સામે આવી ઉભું રહે છે! સર્વદા

ચંચળ ઇન્દ્રિઓ એક વિષયમાંથી બીજા વિષય તરફ દોડે છે! અને પ્રાણ! તેનો તો પત્તોજ નહિ! તે તો ઇન્દ્રિઓની સેવામાંજ લીન છે. તો પછી મારૂં મનહીન, પ્રાણુહીન, અને તે કારણે શ્રદ્ધા, ભક્તિ અને વિશ્વાસહીન આ દુર્બળ ક્ષીણ કંઠનો માતૃ–આહ્વાન અવાજ શું **મા!** કૈલાશમાંહેના તારા સુવર્ણમય સિંહાસન સુધી પહોંચી શકશે? શું મા! તું તારા કનિષ્ઠ અર્વાચીન સંસારતાપથી જર્જરિત દુર્બલ સંતાનની તરફ જોઇશ? **મા!** આઠ બંધનવાળા શિશુ–પુત્રને એકવાર ખોળામાં લેવા માટે શું તું ઉન્માદિનીની માફક દોડીને આવીશ? **મા!** જો હું કેવી દુર્દશામાં પડેલ છું? આ તારા અધમ પુત્રના શરીર ઉપર ધૂળ, મેલ, તથા દુર્ગંધ જોઇને તેને રસ્તામાં છોડી દેવાથી, તારો નિષ્કલંકિત્ માતૃસ્નેહ કલંકિત થશે! **મા!** જેઓ તને ચાહે છે, તેઓ તો નિશ્ચયપૂર્વક તને પામશે, પણ હું તો પામીશ નહિ! કેમકે જે મન ભોગને ચાહે છે, ઇન્દ્રિયો વિષય ઇચ્છે છે, પ્રાણ દેહને ચાહે છે, આવા કારણોથી તને કેવી રીતે ચાહું? જેટલા દિવસો જાય છે, તેટલો રોમરોમમાં તેનો અનુભવ થતો રહે છે.

હે કૃપામયા! મારા નહિ ચાહવા છતાં પણ તું આવીશ! એટલી કૃપા, એટલો સ્નેહ, **મા!** તારા હૃદયમાં છે. તારા સ્નેહનું એક બિન્દુ મેળવીને, જગત્ માતાઓ પુત્રસ્નેહથી પોતાને ભૂલી જાય છે. વળી તું તો સ્નેહસિંધુ છે! તારો સ્નેહ કેટલો અધિક છે! **મા!** તેને તુંજ સમજે છે! હે **મા!** જ્યાં અપરાધ કહેવા જેવું કાંઇએ નથી એવી તું અમારી **મા** છે. સંતાનના દોષ જોવામાં તું અમારી આંધળી **મા** છે. અમને આત્મવિસ્મૃત કરીશ! અમારી દાઢી પકડીને "બેટા! આવ." એમ કહીને યાદ કરીશ! ત્યારે તો હું અભિ-

માનથી મોઢું ફેરવીને કહીશ–"હવે હું તને અમ્મા–અમ્મા (મા) નહિ કહું. મા કહીને નહિ બોલાતું !"



(૨)

હે જગદીશ્વરી મા ! મને ભવસાગરમાંથી બચાવનાર તું એકજ છે. મા ! તેં મને અનેક જન્મોમાંથી આ માનવયોનિમાં મૂકયો છે પરંતુ મને તો અહીં તને મેળવવામાં અનેક અંતરાયો નડે છે. સંસારના વ્યવહારોમાંથી ઉંચા આવવાની ફુરસદજ મળતી નથી. તો પછી તારૂં ભજન–કીર્તન કયારે કરૂં? હે કૃપાનિધાન મા ! મારા ઉપર કૃપા કરી મારાં કર્મને ઓછાં કરી નાખો, વળી જે કર્મ મારે કરવાનાં રહે તે પણ નિષ્કામ રીતે તથા તમારા પ્રીત્યર્થે કરાય એવી મારી વૃત્તિ બનાવો કે જેથી મને કોઇ જાતનું બંધન ન થાય. અનન્યભાવે મારા ચિત્તને તમારામાં પરોવી રાખવા મથું છું છતાં ચંચળ મન ભટકવા કયાંય નાશી જાય છે. અથાગ પ્રયત્નો કરતો રહી મનને વાળું છું પણ તે તો તાબે થવું મુસ્કેલ જેવું લાગે છે; પરતુ હે દીનદયાળી મા ! તારા દયાળુપણાથકી તેને કબજામાં લાવી શકાય એવું તે છે, તો મારી ઉપર દયા કરો. મને તારો પોતાનોજ સમજીને તારો. આ ભવસિંધુમાંથી બચવા માટે તારા આશરા વિનાના સર્વ પ્રયાસો નિષ્ફળ જશે, કારણ ભવસિંધુમાં કામ, ક્રોધ, વેર, ઇર્ષા, ઉંચ નીચ રૂપી અનેક મગરો વાસ કરી રહેલ છે. તેઓ મારો કોળીઓ કરવા મોં વિકાસીને બેસી રહ્યા છે. કેટલાક તો તેમના આકર્ષણથી મને તેમના તરફ ખેંચી રહ્યા છે. અને હું તારા વિના નિરાધાર હોવાથી તેઓ પ્રત્યે દિન પ્રતિદીન ખેંચાતો જાઉં છું; અર્થાત્ તે સર્વને વશ બનું છું અને મારી

અધોગતિ કરૂં છું. હે મા! હું તને કાલાવાલા કરીને વિનવું છું કે મને બચાવ. મા! મારૂં વિશ્રામસ્થાન તુંજ છે, મારો ઉદ્ધારક તુંજ છે, તારૂં ઉદાર અને દિલાવર હૃદય છે તો મને ભવસિંધુમાંથી ઉગાર.

મા! તારૂં વિસ્મરણ મને જરાય ન થવા દે કારણ તારૂં સ્મરણ એજ સાચામાં સાચું સુખ છે, ખરૂં ધન છે, ચિરકાલ ટકનાર છે અને ઉચ્ચ ગતિએ લઇ જનાર છે; જ્યારે તારૂં વિસ્મરણ એ મહાનમાં મહાન દુઃખ છે, મોટામાં મોટી વિપત્તિ છે, અધોગતિએ લઇ જનાર છે.

હે મા! તુંજ મારાં માતપિતા, બંધુ, મિત્ર છે. મારી સર્વ વિદ્યા પણ તુંજ છે અને સર્વ ધન પણ તુંજ છે. હે મા! મારૂં સર્વસ્વ તુંજ છે. તારા સિવાય મારૂં બીજું કોઇ પણ નથી. માટે હું તો એક તારા સ્વરૂપમાં એકલીન બની તનેજ સર્વત્ર અને સર્વમાં નિહાળું અને પૂર્ણ મામય બની જાઉં.



(૩)

હે માતા! ચંચળ મનવાળા મારાથી તો કદાચ તારી ઘણી ભક્તિ ન થાય, પરંતુ તારે તો મારી ઉપર દયાદૃષ્ટી રાખવીજ જોઇએ. કારણ મેઘ ચાતકના મુખની અંદર મધુર જલ રેડે છે; તે ચાતકની કઇ ભક્તિથી? કોઇ પણ નહિ. પોતાની દયાથીજ એમ કરે છે. માટે તારે પણ તારી મહત્તા સાચવવા મારી ઉપર દયાદૃષ્ટી કરવી જોઇએ. વળી એમ પણ કેમ નથી કહેતી કે મારી આમ (તારી ભક્તિરહિત) બુદ્ધિ શામાટે થઇ છે? હું તો તું જેમ પ્રેરે છે તેમ કરૂં છું. તારી ભક્તિ કરાવવી યા ન કરાવવી એ બધું તારાજ હાથમાં છે. મારો તેમાં કંઇ

ભગવતી ભક્તિરસનું અતિ ઉપયોગી વાંચન અર્પતી

વર્ષ-૫ **શક્તિ "ગ્રંથમાળા"** વા. લ. રૂ. ૧)

:: ચાલુ પાંચમા વર્ષનાં ચાર પુસ્તકો ::

પ્રથમ પુસ્તક- **માનો મહિમા** ભાગ ૩ જો

-: તૈયાર છે :-

૬૧ કાવ્યો તથા સપ્તશ્લોકી દુર્ગાપાઠ, શ્રી અન્નપૂર્ણા સ્તોત્ર ને મનનીય પ્રાર્થના વિગેરે સાથે.

છૂટક મૂલ્ય ૦-૪-૦ પો. ખ. ૦-૧-૦ જુદુ

બીજું પુસ્તક- **ભગવતી ભક્તનારી**

-:- આસો સુદ પડવાએ પ્રકટ થશે -:-

જેમાં ભક્તબ્હેનોના ભક્તિમય જીવનચરિત્રો આવશે.

છૂટક મૂલ્ય ૦-૬-૦ પો. ખ. ૦-૨-૦ જુદુ.

ત્રીજું પુસ્તક- **માઇ પત્રાવલી**

**આસો સુદ પડવાએ બીજું-ત્રીજું પુસ્તક સાથેજ પ્રકટ થશે.**

માઇભક્તિ સંબંધી વિવિધ વિષયોને છણતા અનેક મનનીય પત્રો.

છૂટક મૂલ્ય ૦-૨-૦ પો. ખ. ૦-૧-૦ જુદુ.

ચોથુ પુસ્તક- **મા** પોષ સુદ પૂર્ણિમાએ પ્રગટ થશે

:: ધર્મ, પ્રેમ, જ્ઞાન અને ભક્તિરસ ઝરતી સળંગ વાર્તા ::

છૂટક મૂલ્ય ૦-૬-૦ પો. ખ. ૦-૨-૦ જુદુ

ગ્રંથમાળાના ગ્રાહક થનારને રૂ. ૧) માં આ ચારે પુસ્તક ઘેર બેઠાં મળશે.

**લખો:-શ્રી શક્તિ સાહિત્ય મંદિર સ્ટેશનરોડ, નડિઆદ**

